# પરમાત્માને પગલે.

# IN HIS FOOTSTEPS.

લેખક,

લઘુતમ લાલન.

# પાઠ પદ્ધતિપૂર્વક સાર્થ

# સામાયિક સૂત્ર.

રચનાર,

પોપટલાલ કેવળચંદ શાહ-રાજકોટ.

પ્રસિદ્ધકાર,

મણિલાલ માણેકચંદ શાહ

( સરધાર—કાઠિયાવાડ )

---

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૫૦૦

---

સન ૧૯૧૨    વીર સંવત ૨૪૩૮

---

મૂલ્ય ફક્ત ૦—૨—૩

# પરમાત્માને પગલે.

# IN HIS FOOTSTEPS.

# અર્પણ—પત્રિકા.

શ્રી વીરપુત્રરત્ન,

સ્વર્ગસ્થ બંધુવર્ય હિંમતરામ !

આ લેખકને તમારા વિદ્યાગુરૂ તરફની ભક્તિનો જાત અનુભવ એવો તો અનુકરણિય લાગ્યો છે કે, તમારી ભક્તિ પ્રમાણે ભક્તિ કરનાર થોડાજ વખતમાં વિદ્યાગુરૂમાં રહેલી વિદ્યાને પોતામાં સંક્રમાવી લે; તમોએ એમ કર્યું હતું, એ તમારા પરિચયમાં આવેલા તમારા તમામ મિત્રોએ સારી પેઠે જોયું છે. વળી તમારી અનુમોદનિય સભ્યતા, ડગલેને પગલે કરતો પ્રત્યેક કાર્યમાં વિચારનિય વિવેક, શાંતિ અને સૌમ્યતાની સ્ફુર્તિ મુખમુદ્રા, સુંદર સ્મિત યુક્ત હંમેશાં મુખાકૃતિ, પોતાને પ્રાપ્ત થએલ કાર્યમાં—સેવા ( duty )માં પ્રેમ, પરને દુઃખે દુઃખી અને સુખે સુખી, એવી નિર્મળવૃત્તિ, જીવનમાં ઉચ્ચ અભિલાષા ઇત્યાદિ અનેક ગુણોથી અમારા અંતઃકરણને તમોએ વશ કર્યું હતું, અને હજુ પણ તમો અમારા ઉપર તમારા થતા વારંવાર અવિસ્મર્ણિય સ્મર્ણ વેળા તમો તે ગુણોની અમારા ઉપર છાપ પાડ્યા કરોછો, તે આવા તમારા અનુમોદનિય અને અનુકરણિય ગુણોથી લોભાઇ તમારા મિત્રો તરફથી આ અલ્પ ભેટ તમને જ્યાં હો ત્યાં આ લેખક અર્પણ કરે છે, તે સ્વિકારશો એવી સંપૂર્ણ આશા છે.

૨૦૪ અર્લસકોર્ટ રોડ
કિંગ્સ લંડન ઉવેસ્ટ
તા. ૩-૭-૧૯૧૧

તમારો શુભેચ્છક
વીરનો લઘુતમ પુત્ર
કે. ક. લાલન.

# અનુક્રમણિકા.

## અધ્યાય ૧ લો.

### શ્રી વીરની ગુણાવલિ.

પ્રવેશ.

૧—માતાને ગર્ભમાં હું હાલીશ તો દુઃખ થશે માટે નિશ્ચલ રહેવું. માતાને દુઃખ ન આપવું.

૨—માતા હું નિશ્ચળ રહેવાથી ગર્ભમાં નથી એવું ધારી મારો વિયોગ સહન ન કરી શકે, માટે હાલવું, માતાને સુખ આપવું.

૩—માતાપિતાને દુઃખ થશે એવું વિચારી પોતાને પ્રિયમાં પ્રિય એવી મોક્ષ આપનારી દિક્ષાનો પણ તેમના જીવનકાળ સુધી ભોગ આપવો—પરમ સ્વાર્થનો પણ ત્યાગ.

# પરમાત્માને પગલે.
## *In His Footsteps.*

# આત્મ ત્રિપુટી.

## અંક ૧ લો.

## ભાગ ૧ લો.

પ્રકૃતિ એક છે છતાં તમસ્ રજસ્ અને સત્વ એવા ત્રણ ગુણવડે નાના સ્વરૂપે દશ્ય થાય છે; તેમ મનુષ્ય એક છે, છતાં તે આત્મા, મહાત્મા, અને પરમાત્મા એ ત્રણે સ્વરૂપે અનાદિ કાળથી પ્રતિત થયા કરે છે.

જગત્માં વસ્તુ બે સ્વરૂપે દેખાય છે, જડ અને ચૈતન્ય. એમાં મનુષ્ય કેવળ માટીનું પુતળું નથી, કારણ કે જે અનુભવ માટીનું પુતળું નથી કરાવી શકતું તેવા માટીના પુતળાને મનુષ્યે બનાવ્યા ઉપરાંત અનેક અનુભવ આપણને માણુસ પોતા વિષે કરાવે છે; તેમજ કેવળ મનુષ્ય ચૈતન્ય સ્વરૂપ નથી, કારણ મનુષ્યના શરીર, ઇંદ્રિયો, મન અને તેની ક્રિયા જડપણું પ્રતિત કરાવે છે, આમ માનવ પ્રાણી નથી કેવળ ચૈતન્ય સ્વરૂપ, કે નથી કેવળ જડસ્વરૂપ; જડ—ચૈતન્ય ઉભયાત્મકરૂપ—તેના મિશ્રણ રૂપ છે. તથાપિ—જડ ચૈતન્ય મિશ્રણવાળું મનુષ્ય, આત્મા, મહાત્મા, અને પરમાત્મા પણ છે. તે દેખાડવાનો આ પ્રયત્ન છે, અને તે કઇ અપેક્ષાએ એ ત્રણ સ્વરૂપે છે તે જણાવવાની લેખકની જિજ્ઞાસા છે.

જ્યારે ખાણમાંથી સુવર્ણને કે હીરાને બહાર કાઢવામાં આવે છે, ત્યારે તે માટી આદિ મેલથી ભરેલું હોય છે; અને જેમ જેમ જેમ માટી, મેલ, કચરાને દૂર કરવામાં આવે છે તેમ તેમ તે મિશ્રિત સુવર્ણ (Gold-ore) તેમજ તે મિશ્રિત હીરો મેલ દૂર કરવામાં આવ્યાથી વિશુદ્ધ, વિશુદ્ધતર[1] અને વિશુદ્ધતમપણું[2] પામે છે; તેમજ મનુષ્ય પણ તમસ્, રજસ્ અને સત્વગુણોની વિશુદ્ધિ-વડે આત્મા, મહાત્મા અને પરમાત્મા ગણાય છે. જેમ માટી દૂર થતાં સુવર્ણના મૂલ્યમાં ક્રોડીગણી[3] કિંમત વધે છે, અને હિરાના મૂલ્યમાં સેંકડો ગણી કિંમત વધે છે, તેમ તમોગુણવાળો આત્મા, રજોગુણી અને એવા રજોગુણવાળો મહાત્મા વિશુદ્ધતમપણું પામી સત્વગુણવાળો થઇ પરમાત્મપણું પામી, પોતાની કિંમતમાં અવર્ણનિય મૂલ્ય વધારી શકે છે.

જેમ હીરો ખાણમાંથી નીકળે છે, તેમ મનુષ્ય ગર્ભમાંથી નીકળે છે. જેમ હીરાપર ગમે તેવી માટી વળગી હોય છતાં તે નક્કર હીરો પોતાના સ્વરૂપમાં જરા પણ ભેદ પામતો નથી, તેમ આત્મા પોતાના નિજસ્વરૂપની અપેક્ષાએ ભેદપણું પામતો નથી, કે પોતાના સ્વભાવનું નિશ્ચયનયે વિશુદ્ધતમપણું બિલકુલ છોડતો નથી.[4]

જેમ હીરાની વીંટી નીચે ડાંક[5] હોવાથી હીરામાં નાનાપણું પ્રતિત થાય છે, તેમ મનુષ્ય શરીર એ વીંટી છે; અને તેમાં તમો-ગુણ, રજોગુણ કે સત્વગુણ એ ડાંક છે અને આત્મા હીરાની પેઠે પોતે નિર્મળ સ્ફાટિકવત્ છે. પરંતુ સ્ફાટિક પોતાની નીચે રહેલી

---

૧ purer; ૨ purest; ૩ વીશગણી. ૪ આ વાતની સત્યતા અનુભવ થતા પોતાનેજ જણાઇ છે, અને જો આમ છે તો જે શ્રમ રહ્યો તે વ્યવહારે વિશુદ્ધ, વિશુદ્ધતર, અને વિશુદ્ધતમ થવાનોજ રહ્યો. ૫ Fail.

વસ્તુને જેમ દેખાડે છે પણ પોતાને દેખાડતો નથી, તેમ આત્મા તે મનુષ્યના ત્રણ પ્રકારના પ્રકૃતિ-સ્વભાવ, કે ત્રણ જાતના કર્મ-સ્વભાવને દેખાડે છે પણ પોતે દેખાતો નથી.[1]

જેમ એક ભમરડાને ફેરવતાં કેટલીક વાર ભમરડો પોતાની અણીપર ફર્યા વગર ધબ લઇને પડી જાય છે; એવી જે મનુષ્યની માનસિક પ્રવૃત્તિ હોય તેને તમો ગુણવાળો સમજશો. આ મનુષ્ય શુદ્ધ વ્યવહારે કહીએ તો તે આત્મા ગણાય. તેમજ કેટલીકવાર ભમરડાને ફેરવતાં તે પોતાની અણીપર રોલતો ડોલતો ફરે છે, તે રજોગુણનું ઉદાહરણ છે. તેમજ જે મનુષ્ય શુભ કામ કરતાં સહજ પણ માર્ગે ચડતો ડોલે તો તે મહાત્મા ગણાય. પરંતુ કેટલીક વેળા ભમરડાને ફેરવતાં પોતાની અણીપર સિધો સ્થિર અત્યંત ઝડપથી ફરે છે, અને તે પણ એવી ઝડપે કે જાણે તે ભમરડો સ્થિર હોય, એવી અડોલ પણ અખૂટ પોતાની અણી (Pivot) જેવા નિજસ્વરૂપમાં ફરે—રમે, તે[2] પરમાત્માનુ ઉદાહરણ કહેવાય.

જગતમાં ઘણા આત્મા છે; થોડા મહાત્મા છે, અને વીરલ પરમાત્મા છે.

વળી ઉપર જણાવ્યું તેમ સુવર્ણ કે હીરો પોતાની વિશુદ્ધ સ્થિતિમાં ઘણો કે અત્યંત શોભાવાળો થાય છે, તેમ આત્મા પોતાની અશુભ કર્મની નિવૃત્તિ કરતો અને શુભકર્મની અભિવૃદ્ધિ કરતો ઘણોજ કીર્તિવાન શોભાયુક્ત મહાત્મા થાય છે: અને કેવળ પરભાવે અવ્યાપક રહી, સ્વભાવે વ્યાપક રહી, શુભ કરણી કરતો સર્વજીવ ઉપર ઉપકાર કરતો, પરમાત્માપણું પામે છે.

---

[1] " રાતે ફુલે રાતળશે રે " [2] " ચારિત્ર ગુણમાં રમેછે. "

મનુષ્ય પ્રાણી સ્વભાવે અનુકરણશીલ ( Imitative ) છે, શરીરે સૌંદર્યવાનને નિહાળી પોતે સૌંદર્યવાન થવાની, શરીરે બળવાનને જોઇ પોતે બળવાન હોવાની, શરીરે સમાકૃતિવાન દેખી પોતે સમાકૃતિ બનવાની, શરીરે ચંચળ નિરખી પોતે તેવા હોવાની, જિજ્ઞાસા કરે છે.

આ જ પ્રકારે મનુષ્ય જ્યારે કોઇને ધનવાન જુએ ત્યારે ધનવાન થવાના પ્રયત્ન કરતો, વિદ્યાવાન જુએ ત્યારે વિદ્યાવાન થવાના ઉપાયો સેવતો, બુદ્ધિમાન દેખી બુદ્ધિવાન થવાને નાના પ્રકારના તર્ક-ન્યાય ભણતો જોવામાં આવે છે. કોઇ અધિકારવાન દેખી પોતે તેવો અધિકાર પ્રાપ્ત કરવાને શ્રમ કરતો માલૂમ પડે છે. એજ પ્રકારે કોઇ રાજાને જોઇ રાજા થવાની પ્રવૃત્તિમાં પણ પાછી પાની કરતો નથી. યોગ્યતાવાનને જોઇ યોગ્યતા પણ ઉપાર્જન કરતો જોવામાં આવે છે. એવીજ રીતે મનુષ્યરૂપ શરીરમાં બિરાજીત આત્મા અશુભ કર્મ છોડી શુભ કર્મ કરવાની પાયરીએ ચડે છે, ને તે મહાત્માને પગલે ચાલવા માંડે છે. જાણે કે અન્યને તેની પ્રવૃત્તિનું અવલોકન કરનાર તટસ્થને આ વાત આદર્શ સમાન દેખાઇ આવે છે. અને શુભકર્મમાં પણ અનાસક્ત રહી, જે મહાત્મા પોતાના તન, મન અંતરનું "વર્તન"-પ્રવૃત્તિ, આચરણ પોતે નિરંતર આત્માભિમુખ રહી **"સવી જીવ કરૂં શાશન રસી"** એ ભાવનાના પ્રવાહે ઉપર જણાવેલા પોતાના ત્રિકર્મ ચલાવે છે, તે મહાત્મા **પરમાત્માને પગલે**[1] **ચાલતો જણાય છે.** એટલા માટે મનુષ્યનો સ્વાભાવિક ખવાસ ઉચ્ચ સ્થિતિ પામવાનો છે, અને તેને જેમ જેમ વિકાસ આપવામાં આવે છે,[2] તેમ તેમ તે પ્રત્યેક પગલે ઉચ્ચે ચડતો જાય-

૧. In His Foot-steps. ૨-વિભાવિક ખવાસ, નીચે પડવાનો છે.

છે. આ સ્થિતિ પ્રગટ થવામાં માત્ર જિજ્ઞાસુ બાંધવોએ કે બ્હેનોએ, માતાઓએ કે પિતૃનિર્વિશેષોએ પોતાના સામર્થ્યનો દુરૂપયોગ થતો અટકાવવો, એટલે તે **આત્મસ્વરૂપ** થવાને યોગ્યતાવાળો થયો; અને તેનો ઉપયોગ કરવા માંડયો એટલે તે મહાત્મા બનવાનો. પરંતુ તેનો સદુપયોગ કરતાં એ મહાત્મા **પરમાત્માને પગલે** ચાલતો માલૂમ પડશે.

મનુષ્ય સ્વભાવનું અવલોકન કરતાં—સમાજશાસ્ત્રનાં પ્રકરણો વાંચતાં પ્રત્યેક વાચક જોઈ શકશે કે ઘણા સેવક પોતાના શેઠની સમૃદ્ધિ જોઇ, તેમને **પગલે ચાલી** પોતે શેઠ થયા છે. ઘણા મનુષ્યો ધનવાન્ થયા છે, ઘણા ગુણવાન્ થયા છે, ઘણા સત્તાવાન થયા છે, ઘણા મહાત્મા થયા છે, અને ઘણાક પરમાત્માપદ પણ પામ્યા છે. અને જેમ આવું ભૂતકાળમાં બન્યું તેવું વર્ત્તમાનમાં કે ભવિષ્યમાં નહિ બને એમ કોઇથી કહી શકાય નહિ. કાળ તો આત્માની સેવામાં ઉભો છે, અને પુદ્‌ગલાદિ નાનામાંથી મોટા સ્વરૂપમાં લાવવાનું પરિવર્તન કરવા તૈયાર છે. [૧]

માત્ર તેની પ્રવૃત્તિ ભાવનાપૂર્વક [૨] ઉંચે ચડવાની પૂર્ણ હોવી જોઇએ. કેટલાક શિષ્યોને આપણે મહાન્‌ગુરૂ જોઇએ છીએ, તેમ કેટલાક ગુરૂઓને પણ આપણે પરમાત્મા સ્વરૂપ પેખીએ છીએ. આવી

---

૧. Time and space are inverse measures of the Soul. ક્ષેત્ર અને કાળ આત્માને ઉંધા પાયરીઓ છે. —Emerson.

૨. With ideal, with will માત્ર વિચાર કે મનોરથો નહિ, પરંતુ ભાવના Will to rise.

વસ્તુસ્થિતિ હોવાથી, વાચક જિજ્ઞાસુ સમક્ષ **શ્રી પરમાત્માને પગલે** ( In His Foot-steps ) ચાલવા કેવી પ્રવૃત્તિ રાખવી જોઇએ, તેને માટે **શ્રી વીરપરમાત્માના** મંગળ ચારિત્રમાં પ્રયોગશીળ દૃષ્ટાંત રજુ કરવામાં આવે છે, અને એ **પરમાત્માને પગલે** ચાલતાં આપણે કેમ પરમાત્મપણું હાંસલ કરી શકીએ[1] તેની યુક્તિઓ આ લેખમાં દેખાડવા માટે યથાશક્તિ પ્રયાસ કરવામાં આવે છે.

## વાચકને ઉત્સાહ પૂર્વક સંબોધન.

આ વિશ્વ ૭ પદાર્થનું—દ્રવ્યનું બનેલું છે અને એ ૭ દ્રવ્યમાં મનુષ્ય પોતે મુખ્ય કેમ છે તે પ્રથમ જોવાનું છે. ૭ દ્રવ્યનાં નામ આ પ્રકારે છેઃ—આત્મા (જીવ), પુદ્ગલ ( જડ ), ધર્મ, અધર્મ, આકાશ અને [2]કાળ. આ ૭ દ્રવ્યમાં આત્મા પોતે સેવ્ય ( master) છે અને ૭ દ્રવ્ય તેમના સેવકો ( servants ) છે.

જેમ **ભરતમહારાજે** ૭ ખંડ સાધ્યા, તેથી તે ચક્રવર્ત્તિ કહેવાયા, તેમ આત્મા આખા વિશ્વના ૭એ દ્રવ્યોને સાધવાવાળો હોવાથી, તે જ્યારે તેને સાધી શકેછે ત્યારે તે **જગત્-ચક્રવર્તિ** કહેવાય છે. જુઓ થોડાંક સરલ ઉદાહરણ લઇએ.

લોકો **જળને** દેવ ગણતા હોય તો જળ પાસે મનુષ્ય આજે લોંડીનું કામ કરાવે છે, અર્થાત્ ઘંટી ચલાવવાનું કામ-લોંડીનું કામ

---

૧. ટૂંકામાં નિશ્ચયે (in reality) પરમાત્મા છીએ ને વ્યવહારે ( practically ) પણ કેમ પરમાત્માપણું પ્રગટ કરીએ.

૨. આ પાંચે અજીવ; ( એટલે નિર્જીવ-સત્વ કે સત્તા રહિત જાણે હોય તેવા. )

જળને સોંપે છે, લાકડાં વેહરાવે છે. પવનને [1] કુવામાંથી પાણી કાઢવાનું કામ કરવા ફરમાવી ભિસ્તિ-બનાવનાર પણ માણસ છે. સૂર્ય પાસે ચિતારો બની પાડવાનું કામ કરાવે છે. આ જ પ્રકારે મનુષ્યે પૃથ્વીને, પાણીને, અગ્નિને, વાયુને, સૂર્યને, ચંદ્રને, તારાને પોતાના સેવક બનાવી પોતાની જિજ્ઞાસા અનુસાર કામો સોંપ્યાં છે. અને સાયન્સ ( વિજ્ઞાન ) અને આર્ટ ( કળા )ની અભિવૃદ્ધિ વડે એ પાંચ તત્ત્વરૂપી વિશ્વને પોતાના સ્વાધિન કરવા માંડયું છે. તે જ હિસાબે, આત્માએ મનુષ્યશરીર પુદ્ગલોમાંથી રચ્યું છે, અને તે શરીરધારીઓ 'મહી મંડળની મહા-રાણી' ( The Queen of the cities of the world રૂપી આ લંડન નગરી અને તેમાં આવી રહેલાં અનેક મહેલો અને તેમાં આવેલા અનેક પદાર્થો, મોટાં મોટાં બીજાં નગરો, મોટાં મોટાં કારખાનાં, મોટાં મોટાં સભામંડપો, રાજ્યો, પાર્લામેન્ટો, ધર્મમંદિરો રચ્યાં, અને રચતો ચાલ્યો જાય છે. આ બનવાનું કારણ મનુષ્ય જાત **આત્મા**, પુદ્ગલ દ્રવ્યને પોતાનું સેવક બનાવી શક્યો, તે છે. જ્યારે આત્માને વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને રૂપ જોઈએ ત્યારે **પુદ્ગલ** દ્રવ્ય તેની સેવામાં આ આખા વિશ્વમાંથી ઉભી તૈયાર રહે છે. તેમજ જ્યારે ગતિ આત્માને જોઈએ ત્યારે ગતિરૂપે તેની સેવા કરનાર[2] **ધર્મ** ઉભો છે. **સ્થિતિ**રૂપે સેવા કરનાર **અધર્મ** છે. **અવગાહન** રૂપે સેવા **આકાશ** કરી રહ્યું છે. અને જુનાનું નવું કરનાર, અને નવાને જુનું કરી પાછું નવું કરનાર

---

૧—પવન ચક્કી.

૨—Waiter, હજુરીઓ.

**કાળ** પણ મનુષ્ય આત્માની પાસે તેની સેવામાં હાજર રહે છે. આમ છએ દ્રવ્યો મનુષ્યને-આત્માની-આત્મરૂપી મહાન્ ચક્રવર્તિની સેવામાં રાજા પાસે હજુરીઆ હોય તેવા છે. માટે **પરમાત્માને પગલે** ચાલનારે પ્રથમ એ વિચાર કરવાનો છે, કે આત્માથી બીજું કોઇ વિશેષ બળવાન નથી, આત્માથી કોઇ વિશેષ જ્ઞાનવાન નથી, આત્માથી કોઇ વિશેષ આનંદવાન નથી, આત્માથી કોઇ વિશેષ અમર નથી.

## પ્રવેશ.

પ્રિય વાંચનાર! ધર્મશિરોદર અનન્ય આત્મસ્વરૂપ બંધુ વર! **જો તારી ભાવના** (Ideal) ઉચ્ચ હશે તો તું ઉચ્ચ થવાને પગલે ચડ્યો જ સમજજે; કારણ કે યાદશી ભાવના (બલવત્તરા) તાદશી ('બલવત્તરા) સિદ્ધિઃ વળી જૈનશાસ્ત્રમાં "જે કામ કરવા માંડ્યું તે **થયું**" એવી માન્યતા હોવાથી, જ્યારે તેં શ્રી વીરપ્રભુ અને જમાલિના સંવાદમાં ભાવનાપૂર્વક (With will to rise) **પરમાત્માને** પગલે ચાલવા માંડ્યું કે તે જ સમયથી તું તે તે અંશે પરમાત્મા થતો ચાલ્યો છે એમ તને પોતાની વિચારણામાં પ્રતિત થતું જશે.

## પરમાત્મા અને આપણી વચ્ચેનો સંબંધ.

પરમાત્મા થવાની જિજ્ઞાસાવાળાએ પોતાની અને પરમાત્માની વચ્ચેનો પ્રથમ સંબંધ શોધી કાઢવો જોઇએ. તારા અંતરમાં જો, અને શોધી કાઢ કે તું પરમાત્માનો દાસ છે, કે પુત્ર છે, કે પરમાત્મા સ્વરૂપ છે!

જો તને એમ લાગતું હોય કે જેમ એક રાજા છે, અને અમુક તેનો પ્રતિનિધિ (Viceroy) છે, તેમ શ્રી વીરપરમાત્મા ત્રણે

લોકના નાથ છે, અને હું એ ત્રણે લોકોનો તેના શાશન (order) તરફથી Viceroy કે તેમો પ્રતિનિધિ છું-તેમની આજ્ઞા પ્રમાણે ચાલનારો છું-તેના શાશનનો પ્રવર્તક છું, તો, તારે સમજવું કે તું પરમાત્માનો દાસ છે-સેવક છે, દિવાન કે નાયબ દિવાન છે, અને તારા આત્મામાં જે તેની આજ્ઞાથી વિરૂદ્ધ પ્રવૃત્તિ થતી હોય તેને પણ શાશન કરીને દૂર કરનારો છે. જેમ એક Viceroy રાજાની પ્રજામાં રહી, બંડ કરતો હોય, તો તેને શાશન કરે છે,[1] તેમ તારામાં જે વૃત્તિઓ બંડ કરતી હોય તેને તું શાશન કરનારો છે. જે વૃત્તિઓ શ્રી વીરપરમાત્માના શાશનને સાનુકુળ પ્રવર્તતી હોય તેને વફાદાર પ્રજા ગણી, તેને ઉત્તેજન આપનારો પ્રભુનો પ્રતિનિધિ છે. રાજ્યમાંથી જેમ દુષ્ટ પ્રવૃત્તિને દૂર કરવામાં આવે છે તેમ સકલ અવગુણરૂપી દુષ્ટો તારા આત્મરાજ્યમાંથી તું દૂર કરે છે, અને સુરાજ્યમાં સત્ પ્રવૃત્તિને ઉત્તેજન આપવામાં આવે છે તેમ સત્ ક્રિયાને—પૂજ્ય પ્રવૃત્તિને તું ઉત્તેજન આપતો રહે છે. આવું જ્યારે તને તારી પ્રવૃત્તિમાં લાગે ત્યારે તારે બેલાશક સમજવું કે, તું જૈન છે, પરંતુ શ્રી જિનેશ્વરને પગલે ચાલનારો તેમનો દાસ છે—પુત્ર નથી, અને હજી પણ તારી ઇચ્છા છતાં તું તારી અશુભ પ્રવૃત્તિને અટકાવવા અલ્પ પ્રયાસ કરે છે, તો તું દાસ પણ નથી અર્થાત્ Viceroy પણ નથી પણ દાસાનુદાસ છે—અર્થાત્ Governor છે. માટે જો તું શ્રી જિનેશ્વર રૂપ પરમાત્માનો દાસાનુદાસ રૂપ ગવર્નર હોય, તો દાસત્વ પામવા પૂર્ણ પ્રયત્ન કર; કારણ કે પ્રભુના સેવકને શું દુર્લભ છે? અલભ્ય તો કંઇ છે જ નહિ! પરંતુ દુર્લભ્ય

---

૧—punishes.

પણ દાસાનુદાસપણું પ્રભુ આજ્ઞાએ પ્રવૃત્તિ કરતાં છૂટી, દાસપણું પ્રગટે છે, ત્યારે શુભ પ્રવૃત્તિ જ સબળે થતી દેખાઇ આવે છે. દાખલા તરીકે, એક આત્મા જે મહાત્માની પદ્દીપર ચડ્યો અને દાસત્વથી છૂટ્યો, પછી તે વખતની ક્રિયાને માટે પોતે જજમેન્ટ આપ્યું, તે નીચે પ્રમાણે છે; કારણ કે આત્મા જેમ પ્રભુનો દાસ છે તેમ મહાત્મા દાસ નથી—તે તેમનો પુત્ર છે, રાજ્યકુમાર છે, ગાદીનશીન થવાને જિજ્ઞાસુ જેવો છે. એ મહાત્માના શબ્દો આ પ્રમાણે છેઃ—

"If one man conquers in battle a thousand times, ten thousand men, and another conquers himself (his passions)[1] is the greater conqurer" અર્થાત્—એક મનુષ્ય એક યુદ્ધમાં એક કરોડ માણુસપર જય મેળવે છે અને બીજો એક માણુસ પોતાપર (ષટ્ અંતર રિપુ પર અને તેમાંથી ઉદ્દ્ભવતી અનેક અશુભ પ્રવૃત્તિઓ પર) વિજય મેળવે છે, તો પોતાપર (પોતાના કષાયો, અને તેમાંથી ઉડતી અસંખ્ય વૃત્તિઓ પર) વિજય મેળવનાર માણુસ, મહાન્ વિજયી છે— ટૂંકામાં 'જૈની' છે.

આ જગતમાં રાજા દુષ્ટ જનોને શાશન કરી તેમને અનર્થ કરવા દેતો નથી; પરંતુ તેમને શિક્ષા કરી સુધારણશાળા ( House of correction ) માં ઘોંચી દે છે, અને ત્યાં શિક્ષા કરીને પાપમાંથી સુધારે છે; તેમ આત્મરાજાનો પ્રતિનીધિ પ્રભુનો દાસ કષાયોને સુધારણશાળામાં શિક્ષા કરીને પણ સુધારે છે. ટૂંકામાં જે ક્રોધ

---

૧—Ignorance (મોહ) Lust (કામ) Anger (ક્રોધ) Pride (માન) deceit (માયા) and greed (લોભ).

અન્યજનોપર કરતો હતો તે મટી-પોતાની દુષ્ટ વૃત્તિપર કરીને તેને એવો સુધારે છે કે, તે ક્રોધ જો કોઇ ધર્મપ્રવૃત્તિને અટકાવતો હોય તો, તેનાપર કરે છે. અર્થાત્ ક્રોધ શુભને અર્થે, માન સત્કીર્તિને અર્થે, માયા બાળને સમજાવવા માટે ધ્યાન અર્થે, અને લોભ ગુણને અર્થે કરે છે. આ સુધારણશાળા જેને હાલ ઇંગ્રેજીમાં House of correction કહે છે, અને—આગળ જેને કેદખાનું કે પ્રિઝન (Prison) કહેવામાં આવતું હતુ તે, છે.

વળી પરમાત્માને પગલે પ્રવર્તનારે વિચારવાનું છે કે, મારા પરમાત્મામાં જે આત્મા છે તેવોજ આત્મા મારામાં છે. અને તે આત્માની સાક્ષીએ મારા દેહને—દેહરૂપી રાજ્યને ચલાવું છું ત્યાં સુધી તું પરમાત્માનો દાસ છું; પરંતુ જ્યારે આત્માની સાક્ષીએ મારી શુભ પ્રવૃત્તિનેજ પ્રવર્તાવું છું ત્યારે પરમાત્માનો રાજપુત્ર heir-apparent છું અને શુભ પ્રવૃત્તિમાં અનાસક્ત રહી, મારી શુદ્ધ દશામાં રહુંછું. હું અને પરમાત્મા એકરૂપ છીએ. એક મહાત્મા કહે છે કે "મારી બુદ્ધિ દેહ તરફ હોય છે ત્યારે, હે પરમાત્મા! દેહ તારો દાસ છે, જ્યારે જીવ તરફ હોય છે ત્યારે તારોજ અંશ-પુત્ર છે, પરંતુ જ્યારે મારી બુદ્ધિ મારામાં—આત્મામાં હોય છે ત્યારે તું અને હું એકરૂપ છીએ.[1]" જ્યારે વાંચનાર બંધુ! તને એમ પ્રતિત થાય કે હું પરમાત્માનો દાસ છું ત્યારે તો તારો અને પરમાત્માનો સંબંધ શ્રી ઉપાસકદશાસૂત્રમાં કહેલ આનંદ શ્રાવક જેવો છે. તું પરમા-

---

૧—એક મહાત્મા પરમાત્માને કહે છે કે,

देह बुध्या तुं दासोऽहं जीव बुध्यात्वदंशकः ॥
आत्म बुध्या त्वमेवाऽहं इति मे निश्चला मतिः ॥

ત્માનો ઉપાસક છે. પરમાત્મા ઉપાસ્ય છે. જ્યારે તારી બુદ્ધિમાં એવું ભાસે કે જૈન કલ્પસૂત્રમાં કહેલ ગૌતમ જેવો છે, ત્યારે તું સમજજે કે હું પરમાત્માનો પુત્ર છું; જિનનો પુત્ર જૈન છું. જેમ બુદ્ધના પુત્ર બૌદ્ધ, ક્રાઈસ્ટના પુત્ર ક્રિશ્ચિયન છે, જેમ મહમદના પુત્ર મોહમેદન છે, જેમ દશરથના પુત્ર દાશરથ ( રામ ) છે, જેમ વિષ્ણુના પુત્ર વૈષ્ણવ છે, જેમ શિવના પુત્ર શૈવ છે, તેમ હું જિનનો પુત્ર જૈન છું. મને અને પરમાત્માને પિતા પુત્રનો સંબંધ છે. અને જેમ શિષ્યને યોગ્યતા આવતાં ગુરૂ, પ્રજાને યોગ્યતા આવતાં પિતા–રાજા[1] છે, તેમ હું જિનપરમાત્માનો પુત્ર યોગ્યતા આવતાં–પરમ પિતાની વિભુતિ મારામાં પ્રગટ થતાં–જિન છું. જ્યારે પરમાત્મા સિદ્ધ અવસ્થા પામે છે ત્યારે હું પરમાત્મ અવસ્થા પામું છું. જેમ પ્રભુ વીર મોક્ષ ગયા, એટલે ગૌતમને કેવલ જ્ઞાન પ્રાપ્ત થયું, તેમ મને પણ પ્રભુને પગલે ચાલવાથી કેવલ જ્ઞાન પ્રગટશે જ.

પરમાત્મા સાથે પુત્રવત્ સંબંધવાળાએ કેવી રીતે વર્તવું? પરમાત્માને જે ઉપાસ્ય તરીકે ગણે છે એવા ઉપાસકો–શ્રાવકો—પ્રભુના પ્રતિનિધિઓ પ્રભુને જ્ઞાની ગણે, પ્રભુને શક્તિવાન્ ગણે, અને પ્રભુને આનંદવાન ગણે, અને પોતાને અજ્ઞાની ગણે, અશક્ત ગણે, દુઃખી ગણે તો ચાલે; કારણકે તે પ્રભુની આજ્ઞા પ્રત્યેક ક્રિયામાં શી છે તે જાણવાની, તેના ફરમાનની, આજ્ઞાની રાહ જુએ છે, અને તે આપતાં તે પ્રમાણે વર્તન કરે છે. પરંતુ પરમાત્માને પિતા તરીકે અનુભવનાર પ્રભુનો રાજ્યપુત્ર તો એમજ કહે કે મહાત્મા "આપ જ્ઞાની છો અને હું પણ જ્ઞાની છું: આપ આનંદયુક્ત છો અને હું પણ આનંદયુક્ત છું; આપ શક્તિસ્વરૂપ વીર્યરૂપ છો; અને હું પણ વીર્ય સ્વરૂપ છું.

---

૧. અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યમાં પ્રત્યેક વ્યક્તિ 'રાજા' છે.

આવ તફાવત ડીગ્રીનો-સ્થિતિનો છે, વસ્તુતઃ નથી. જેમ એક માણસ પાસે એક પૈસો હોય, અને બીજા પાસે કોટયાવધિ રૂપિયા હોય તો આ બંને જણ પૈસાવાળા છે—શ્રીમાન્ છે. એક ગરીબ અને બીજો પૈસાવાળો એમ નથી, માત્ર એકની પાસે અલ્પ છે અને બીજાના સ્વાધિનમાં અનલ્પ—બહુ છે. આ પ્રકારે પરમાત્મા અને તેના પુત્રમાં, જીનમાં અને જૈનમાં, પ્રભુમાં અને તેના રાજ્યપુત્રમાં, સંક્ષેપમાં કહેતાં પરમાત્મા અને મહાત્મામાં તફાવત જો કે ઘણો છે, મેરૂ અને સરસવ જેટલો છે—એકને અનંત જ્ઞાન છે તો બીજાને અનંત જ્ઞાનનો અનંતમો ભાગ છે, પરંતુ છે ઉભય જ્ઞાની. એકને અનંત દર્શન છે અને બીજાને અનંત દર્શનનો અનંતમો ભાગ છે, પરંતુ છે ઉભય દર્શનવાન્. આ જ પ્રકારે એકને અનંત વીર્ય અને બીજાને વીર્ય, પરમાત્માને અનંત આનંદ (આનંદઘન) અને મહાત્માને આનંદ, પરમાત્માને અનંત લાભ અને મહાત્મા રૂપ તેના આત્મપુત્રને લાભ છે. જેમ એક જ્ઞાતિપાળ શેઠ અને જ્ઞાતિલો બંને ઓસવાળ છે, તેમ પરમાત્મા અને મહાત્માની બંનેની જ્ઞાતિ જ્ઞાન છે, દર્શન છે, વીર્ય છે, ઉપયોગ છે. આ વાત જીનના પુત્રરૂપ જૈને ખૂબ લક્ષમાં રાખવાની છે. વાઈસરોય કે રાજાના દાસે કેવી રીતે વર્તન પરમાત્મા પ્રત્યે કરવું, અને રાજ્યપુત્રે કેવી રીતે કરવું, તેમાં ઘણો અંતર છે. દાસ આ જન્મમાં પરમાત્મપદ પામે એ ઘણુંખરું દુઃશક્ય છે, અશક્ય તો નથીજ. પરંતુ રાજ્યપુત્ર મહાત્મા પરમાત્મપદવી યોગ્યતા અનુભવે એવું બનવાનો સુસંભવ નથી પણ સંભવ તો છેજ, અને તે "જેમ જેમ આ લઘુ" પુસ્તકનાં પ્રકરણો વાચકબંધુ કે બ્હેન ઉઘાડતા જશે અને પ્રથમ મનથી, પછી વચનથી, અને છેવટે તનથી, પરમાત્માને પગલે

આવવા લાગશે, અને પોતે તેમનો આત્મ ઔરસ પુત્ર છે એમ અનુભવતો જશે, તો પરમાત્મ પદ પ્રાપ્ત થવાનો સંભવ આ જ જન્મમાં છે. દાસને દેહભાવમુક્તિ અને પુત્રને વિદેહભાવમુક્તિની દુ:શક્યતા કે શક્યતા નથી, પણ સુશક્યતા છે.

## પ્રભુ સાથે એકતા અનુભવવાની કુંચી.

પ્રભુ પરમાત્મા અનંત જ્ઞાની કેવલજ્ઞાની છે, એવું તેનો પુત્ર શાથી જાણે છે? પોતામાં જ્ઞાન છે તેથી. પરમાત્મા અનંત દર્શનવાન્ કેવલ દર્શનવાન્ છે એવું તેના પુત્રને શાથી દેખાય છે? પોતાનામાં રહેલ દર્શન ગુણથી. પરમાત્મામાં ક્ષાયક ચારિત્ર કે અનંત ચારિત્ર કે સદા સર્વદા સ્વરૂપરમણતા છે, એવું શાથી આપણે અનુભવીએ છીએ? તેના પુત્રમાં રહેલ ચારિત્ર ગુણથી. પરમાત્મામાં અનંત વીર્ય છે, એવું આપણે શાથી પ્રતિત કરીએ છીએ? આપણા વીર્ય ગુણથી. આમ અનંત ગુણ એ ગુણથી જણાય છે—દેખાય છે—અનુભવાય છે, અને તેની પ્રતિતિ પણ જિનના પુત્ર જૈનને તો તેજ વખતે થાય છે. અને જેમ જેમ તે પરમાત્મા રૂપ પોતાના પિતાને—ત્રિલોકનાથને પગલે પ્રવર્તે છે તેમ તેમ પોતે પ્રથમ આત્મામાં અનુભવે પણ છે. તેજ પ્રકારે પરમાત્મા જ્યાં મધ્યમાં બિરાજતા હોય અને આસપાસ સવાસો યોજન સુધી સર્વત્ર શાંતિ ફેલાય છે; તેમ તેના પુત્ર જ્યાં મધ્યમાં હોય તેની આસપાસ સવાસો ફુટ કે સવાસો વાર કે સવાસો ફર્લાંગ સુધી શાંતિ પ્રસરે છે, અને તેમને પગલે ચાલતા મહાત્માની આસપાસ આખા મુંબઇ નગરમાં, સુરતમાં—જ્યાં જ્યાં તેમનું પ્રયાણ થાય ત્યાં ત્યાં શાંત પ્રસરે છે. જેમ પ્રભુની જ્યાં સ્થિતિ હોય ત્યાંથી સાત 'ઇતિ' એ પલા-

યન કરે છે, તેમ પ્રભુના પુત્રરૂપ મહાત્માની જ્યાં સ્થિતિ હોય ત્યાં પરમાત્માને પગલે ચલાતાં પ્રમાણમાં–પ્રયાણમાં કલહાદિ સપ્ત ઇતિઓ પલાયન કરે છે, કલહને ઠેકાણે સુસંપતા દેખાય છે. પરમાત્માને સર્વ અપાય તો અવગમ હોવાથી–દોષો ગયાથી અને અનંત આનંદ પ્રગટ થઈ જવાથી તેમની આસપાસ આવેલા દેવ, માનવ, પશુ આદિ પ્રાણીઓ પણ સુખાદિ અનુભવે છે, તેમ પરમાત્માના પુત્રના જેટલા જેટલા અંશે અપાય દોષો ગયા છે, તેના પ્રમાણમાં તેમની આસપાસ આવેલા માનવાદિ પ્રાણીઓ સુખાદિ અનુભવે છે. સ્પષ્ટ શબ્દમાં કહીએ તો ઘણું કરી મહાવ્રતધારી–અનુવ્રતધારી–સુસાધુ–સુશ્રાવક–ઉપાસક પ્રભુના પ્રતિનિધિ કે વૉઇસરૉય નાયબ દિવાન અને ગવર્નર નાયબ દિવાન રૂપે છે, અને જેટલી જેટલી પ્રભુની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ રાખે છે તેટલી તેટલી પોતાની આસપાસ આવેલા જિન શાશનરૂપ રાજ્યમાં શાંતિ પ્રસરાવે છે; એટલું જ નહિ પણ પર ચક્રરૂપ પરદર્શનના ભયથી મુક્ત રાખે છે, અને સ્વચક્રની–જિન-શાશનની અભિવૃદ્ધિ (Progress) પણ કરતો જાય છે, અને કેટલાક મહાવ્રતધારી સુસાધુ તે પરમાત્માના પુત્ર રૂપ છે–આચાર્ય રૂપ છે, અને જેમ જેમ પરમાત્માના પગલે (In His foot-steps) પ્રવર્તતો જાય છે, તેમ તેમ પ્રભુના ગુણ પોતામાં વિકાસતા જાય છે.

જે અલ્પ જ્ઞાનવડે પરમાત્માના અનંત જ્ઞાનની સ્તુતિ કરે છે તે અલ્પજ્ઞાન પોતાનું અલ્પપણું છોડી અનલ્પતાવાળું–વિસ્તારવાળું થતું જાય છે.

આ પરમાત્માના ચાર મૂલ ગુણો અર્થાત્ અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત આનંદ, (અવ્યાબાધ સુખ) અને અનંત વીર્ય ઉપરાંત આઠ પ્રતિહાર્ય પણ તેમનાજ ગુણ છે.

આમ શ્રી પરમાત્માના બાર ગુણુ ગણાય છે, પરંતુ આ પ્રતિહાર્યની રચના દેવો કરે છે, એવું વ્યવહારે કહેવાય છે, બાકી નિશ્ચયે તો પ્રભુ જ્યાં પોતે હોય ત્યાં પોતાના અત્યંત શુભ કર્મવડે રચાઇ જાય છે, દેવો તો શુભકર્મના ફળના નિમિત્તરૂપ છે. માટે બારે ગુણુ શ્રી પરમાત્માના ગણાય છે. પરમાત્માના પુત્રે પોતા તરફ, પરમાત્માને પગલે ચાલતાં જોતાં જવું જોઇએ કે આ બાર ગુણો **પોતામાં** કયે અનંતમે ભાગે પ્રવેશતા જાય છે? અને તેની અભિવૃદ્ધિ થવા વિશેષ વિશેષ પોતાની શક્તિ--વીર્ય ફોરવતાં ફોરવતાં આગળ વધવાનો ઉત્સાહ રહે છે; કારણુ કે જ્યાં 'ઉપયોગ' હોય ત્યાંજ પ્રભુધર્મ છે, એ સદા સર્વદા સલક્ષ્ય રહે તો પરમાત્માના પગલેજ ચલાય છે, મન તેમની આજ્ઞાને સ્પર્શી શકે છે, વચન તેમની આજ્ઞાને વદી શકે છે, કાયા તેમની આજ્ઞા પ્રમાણે વર્તી શકે છે, ઇંદ્રિયો તેમની આજ્ઞા પ્રમાણે અવ્યાપક રહી વસ્તુને ગ્રહણુ કરી શકે છે, ગ્રાહ્ય જ ગ્રહાય છે, અને અવયવો આચાર પણુ તેમની આજ્ઞાને અનુસરતા જણાય છે. આવું જ્યારે જોવામાં આવે છે ત્યારે "His speech shall be lyrical and sweet and universal as the rising of the sun" તેની ભાષા ગાનયુક્ત થઇ મધુરતા પામશે, સૂર્ય પ્રકાશની પેઠે તેનો આકર્ષક પ્રકાશ (aura) એક સરખો સર્વત્ર વ્યાપક બનશે.

**પ્રવેશ સમાપ્ત.**

# પ્રકરણ ૧ લું.



## શ્રી વીરપ્રભુના ચારિત્રમાંથી આપણે શું શીખવાનું?

### ૧ પ્રભુની માતૃભક્તિ.

શ્રી વીરપ્રભુ જ્યારે ગર્ભમાં હતા, ત્યારે તેમને માત્ર મતિ, શ્રુત અને અવધિ, એ ત્રણ જ્ઞાન હતાં. તે વેળા તેમણે વિચાર કર્યો કે મારા ગર્ભમાં આવવાથી મારી માતાને સુખ થાય છે? કઇ માતાને પોતાને પુત્ર હોય તે નથી ગમતું? જે ધનથી, જે વૈભવથી, જે પ્રભાવથી, જે સત્તાથી, જે અલંકારથી, જે નાના પ્રકારના ભોજનથી, રાચરચીલાથી, સગાંવહાલાંથી—એટલુંજ નહિ પણ **પોતાથી** પણ અધિક પ્રેમ પોતાને થનાર પુત્ર પર માતાને હોય છે, એ કોનું અજાણ્યું છે? માતૃપ્રેમની સીમા ત્રણે લોકમાં કરી શકે એવું કંઇ નથી.

તથાપિ જો હું માતાના ગર્ભમાં હાલીશ–"ફરકીશ" તો મારી પુત્ર-વત્સલ માતાને કષ્ટ થશે–દુઃખ થશે. માતાને સુખજ આપવું અને દુઃખ ન થવા દેવું, આવો પ્રભુનો આપણે પ્રથમ ગુણ જોઇએ છીએ. અને જેવો નિર્ણય–અભિગ્રહ[1] પ્રભુ **ગર્ભમાં** પણ રહ્યા છતાં કરે છે, તેવો ને તેવો **જન્મ્યા પછી** માતાપિતાની હૈયાતી સુધી તે પાળે છે, આવું કલ્પસૂત્રાદિ, આચારાંગ સૂત્રાદિ, વિષયશ્લાઘા—પુરૂષ ચરિત્રાદિ

---

૧—Resolution.

ગ્રંથો વાંચનારને સ્પષ્ટ છે. પ્રિય વાંચનાર! શ્રી વીરના પુત્રરત્ન! શ્રી વીરપરમાત્માને પગલે ચાલવાની તું જિજ્ઞાસા રાખતો હોય તો તારા આત્મામાં જો! તારો આત્મા જે મહાત્મા પદ પર ચડવા ઇચ્છે છે તેમાં જો, કે, તું જન્મ્યા **પૂર્વે** તો શું પરંતુ જન્મ્યા **પછી** તારી માતાને જાગૃતમાં કે સ્વપ્નમાં, જાણતાં કે અજાણતાં, મનમાં-વચનમાં --તનમાં કે અંતરમાં કેવી રીતે ચાહે છે! પરમાત્મા વીરને પગલે ચાલવાની તારી જ્યારે જિજ્ઞાસા જ છે, એ જ દૃઢ ભાવના તારા હૃદયમાં પ્રવર્તે છે તો નિર્ણય કર[1] કે "મારી માતાને કોઇ પણ પ્રકારનું મારા તરફથી દુઃખ નહિ થવા દઉં એટલું જ નહિ પણ યથાશક્તિ સર્વ પ્રકારનાં સુખો આપતો રહીશ." કારણ કે શ્રી વીરને પગલે ચાલવાનો અર્થ એ નથી કે શ્રીવીરની ભક્તિ કરી તેમને રાજી કરવા[2], પ્રભુ રાજી તેથી થાય છે કે જેમ મેં મારી માતાની ભક્તિ કરી તેમને દુઃખ થાય તેવું ન કર્યું અને સુખ થાય એવું કર્યું તેમ તમે પણ કરો. જે માણસ પરમાત્માની ભક્તિ કરે છે અને પરમાત્માની આજ્ઞા પ્રમાણે કરતો નથી-વર્તતો નથી, એ પરમાત્માનો ભક્ત નથી, પરંતુ ભક્તપણાનો ઢોંગ કરે છે. પરમાત્માની ભકિત તો પરમાત્માએ પોતાની **ક્રિયામાં** દેખાડયું તે પ્રમાણે આપણું વર્તન રાખવાથી જેવી ભકિત તેની થાય છે તેવી કોઇ કાળે—કોઇ રીતે થતી નથી અને એ જોઇનેજ હજી પણ શાશન દેવો

---

૧—Make a firm resolution.

૨ પ્રભુ પોતાની ભક્તિના ભૂખ્યા નથી, એટલા પોતાના બાળકોની ભકિતના છે. ( લોકવાક્ય )

પ્રસન્ન થઇ આપણી ભક્તિના પ્રમાણમાં આપણી ઉન્નતિ કરે છે.[૧] વળી, પ્રિય વાંચનાર! તારે પ્રભુની અનુપમ ક્ષમાનું શિક્ષણ લેવું હોય, પ્રભુએ જેમ પોતાને દુઃખ પડયાં તેની પણ કર્મરચના જોઇ દુઃખ દેનાર પર ક્ષમા કરી, તેવી ક્ષમા પ્રાપ્ત કરવી હોય તો પ્રભુના વર્તન અનુસારે તું માતૃભક્તિ કર; કારણ કે **માતા એ ક્ષમાનું આબેહુબ સ્વરૂપ** છે, ક્ષમા રૂપ ચોખ્ખી ચાંદીનો તે ઘાટ છે—આકાર ( form ) છે. ક્ષમાનું અદૃશ્ય સ્વરૂપ દૃશ્યપણે સમજવાને જ જાણે આપણા પુણ્યવડે માનવ માતા આપણને મળી હોય એમ જણાય છે. સર્વને અનુભવ પણ એવો જ થાય છે, અને જે માતૃભક્તિ પરમાત્મા વીરને પગલે ચાલી કરશે તેને માતાને જેમ પોતાના પુત્રપર અનુપમ ક્ષમા હોય છે તેમ એ માતૃરૂપી ગુરૂ તરફથી તેના પુત્રને--શિષ્યને એવી ક્ષમા હૃદયમાં ઉદ્‌ભવશે જ [૨]; એટલુંજ નહિ પરંતુ તે ક્ષમા ગુણ પ્રગટતાં જાણે આ જગતના તમામ જંતુ મારા પોતાના બાળકો ન હોય ! એવી ભાવના પરિપકવ થશે ને વર્તનમાં પણ તેવું દેખાશે. પ્રત્યેક પ્રાણી અનેક કાળચક્રમાં આપણા સંબંધમાં અનેક સગપણે આવેલો છે, તો પછી આખા ચૌદરાજલોકમાં કોણ એવું પ્રાણી રહી જાય છે,

---

૧—અનુપમ ઉપકારી માતાને દુઃખ આપનારાની અવનતિ અને પ્રભુને પગલે ચાલી તેમને દુઃખ ન થવા દેનાર, અને સુખ આપનારની ઉન્નતિ થવાનીજ.

૨ સાક્ષાત્ ક્ષમારૂપ માતાનો ગુણ જાણે ગર્ભમાં પોતાને પ્રાપ્ત થયો હોય, અને તેજ ગુણ પોતાના ચૈતન્યમાં વૃદ્ધિ પામી એટલો થયો કે પ્રભુને ભયંકર ઉપસર્ગ કરનાર **સંગમ દેવ**—ગોશાળો વગેરે પર પણ પ્રભુની તો ક્ષમાજ રહી છે.

કે જેની, પ્રિય વાચક? તું ક્ષમા ગુણના સ્પષ્ટ આકાર રૂપ માતા ન થયો હોય, કે ન થવાનો હોય? માટે પ્રભુની ક્ષમા શીખવાને પ્રભુની પેઠે માતૃભક્ત થઇને, જગતના જંતુને તારા પોતાના બાળક ગણ. વળી પરમ માતૃભક્તિ જાણવાને જ્યારે તું તારી માતૃભક્તિ તરફ લક્ષ આપે, ત્યારે તે પ્રભુભક્તિનો જે અંશ તારામાં હોય, જે પ્રતિભા તેની તારામાં પ્રવૃત્ત થતી હોય તે પ્રતિભામાં તને પરમાત્મા શ્રી વીરની માતૃભક્તિ દેખાશે. જે શુક્રના નિર્મળ તારાની જ્યોતિ, પોતાની પાસેના ચંદ્રની જ્યોતિને જોતી રહી છે તેમ તારી માતૃભક્તિ રૂપી શુક્રજ્યોતિ પરમાત્માની માતૃભક્તિ રૂપ ચંદ્ર--જ્યોતિ જોઇ તારા હૃદયમાં ઉદ્‌ભવશે--સ્ફુરશે, મનમાં ધ્યાન ધરશે, વચનમાં ગાન કરશે, અને ઇંદ્રિયોએ દેખાશે તથા આચારે આચરાશે.

કારણકે, મનુષ્ય જેમ માતાના ગર્ભમાં આવે છે, તેમ માનવ સંસારમાં પણ આવે છે; પરંતુ એ જેમ ગર્ભ મુક્ત થઇ જગતમાં જન્મે છે, તેમ મનુષ્ય સંસારરૂપ ગર્ભ મુક્ત થઈ, ધર્મ જગતમાં જન્મી અનેકને અનુકરણિય ક્ષમા ગુણવાળો પણ બને છે. માતૃભક્ત શ્રવણ મહાત્મા ગણાયો, પરંતુ તું જ્યારે પ્રભુને પગલે ચાલવા માંગે છે, તો તું તેવી ભક્તિ કરતાં પરમાત્મા ગણાઇશ, એટલુંજ નહિ પણ તારે પગલે બાળજનો માતૃભક્ત થઇ પોતાનું કલ્યાણ સાધશે.[૧].

---

૧ જેઓ—જે પુત્રો પોતાને સ્ત્રી મળતાં માતાને વિસારે છે કે પોતાની માતાના સ્નેહને નહિ સમજનારી પત્નિ વિસ્રારાવે છે; એટલુંજ નહિ પણ તેમને નાના પ્રકારનાં દુઃખો આપે છે, તે પુત્રો નથી, પણ માતાનો ઝાડો છે—વિષ્ટા છે, ( मातु रुचारः केवलम् )

એટલું પણ જે વિચાર કરી શકતો નથી કે મારો મનુષ્ય તરીકે જન્મ થયો, અને મને પાળી પોષી આ સ્થિતિમાં આણ્યો ન હોત તો આ સ્ત્રી કયાંથી આવત ? માટે માતૃભક્તિપૂર્વક સ્ત્રી પણ પ્રિય હો. એટલે માતા માતારૂપે પૂર્ણ પ્રિય હો, અને સ્ત્રી સ્ત્રીરૂપે પૂર્ણ પ્રિય હો, પરંતુ એ મહાત્મા જો માતૃભક્ત હશે તો તેના પ્રેમવડે પોતાને જણાઈ આવશે કે, માતા પોતાના સ્થાનમાં માતૃરૂપે પૂર્ણ ક્ષમાનો ગુરૂ છે, તેમ સ્ત્રી પોતાના સ્થાનમાં સ્ત્રીરૂપે પૂર્ણ શાંતિ આપનાર ગુરૂ છે, કારણકે **धैर्यं यस्य पिता, क्षमा च जननी, शांतिश्चिरं गेहिनी, सत्यं सूनुरयं दया च भगिनी, भ्राता मनःसंयमः** અર્થાત્ ધૈર્ય જે પિતા પાસેથી શીખે છે, ક્ષમા જે માતા પાસેથી શીખે છે તે પુત્ર છે, શાંતિ જે સ્ત્રી પાસેથી શીખે છે તે પતિ છે, અને સંયમ જે બંધુ પાસેથી શીખે છે, સત્ય જે પુત્ર પાસેથી શીખે છે, દયા જે બ્હેન પાસેથી શીખે છે, તે ભગિની છે. તે પોતાના ગુણો બતાવનારા ગુરૂઓ છે. ધૈર્ય, ક્ષમા, શાંતિ, સંયમ, સત્ય અને દયા, કે સમકિતની ભાવનાનાં આ પ્રગટ દૃષ્ટાંતરૂપ માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ભગિની અને બંધુ આપણા પુણ્યવડે પ્રાપ્ત થયાં છે. તે સર્વ તરફ માત્ર **ફરજ** ખાતર નહિ પણ પૂર્ણ **પ્રેમથી** વર્તન થવું જોઇએ.

કારણ કે ફરજ સેવકને—પરમાત્માના વૉઇસરોયને બજાવવાની હોય છે, અને એ ઉત્તમ છે; પરંતુ એ પરીક્ષા જેણે પસાર કરી છે તેને તો ખબર છે કે હું પરમાત્માનો—શ્રી જિનેશ્વરનો પુત્ર એટલે જૈન છું, તેણે **પ્રેમ** (Love) બજાવવાનો છે, તેણે ભક્તિ (Devotion) કરવાની છે.

## પ્રભુનો બીજો ગુણ.

### અજાણતાં દુઃખ માતાને અપાઈ જાય તો ભુલ પોતાની સુધારવી.

શ્રેણિકના પુત્ર અભયકુમાર પહેલાં પ્રધાન હતા, અને તે કાર્ય—ફરજ બરાબર અદા કરતા, પોતે રાજપુત્ર હોવાથી શ્રેણિકની ગાદીએ આવ્યા.

કોઇ એમ કહેશે કે માતાને દુઃખ ન થાય એટલા માટે ગર્ભમાં પ્રભુ હાલ્યા નહિ—ફરકયા નહિ, તેથી તો માતાને અત્યંત દુઃખ થયું, એમ આપણે કલ્પસૂત્રમાં સાંભળ્યું છે. હા, પરંતુ આ નિશ્ચળ રહેવાની પ્રવૃત્તિમાં પ્રભુનો હેતુ–[1]આશય–ભાવના–પરિણામ માતાને ચાલતાં દુઃખ થશે તો ! એવો હતો. તેમ તમારા સદ્ હેતુથી માતાને દુઃખ થતું અટકશે; પરંતુ જો તેવી પ્રવૃત્તિથી દુઃખ થાય, તો તમારે તે પ્રવૃત્તિ સુધારી, એવી પ્રવૃત્તિ કરવી જોઇએ કે જેથી માતાને સુખ મળે. કારણકે તમે જાણોછો કે પ્રભુને ગર્ભમાં પણ ત્રણ જ્ઞાન હતાં, છતાં ઉપયોગ આપ્યા વિના[2] જણાયું નહિ, કે આમ કરવાથી માતાને દુઃખ થશે. પરંતુ જ્યારે માતાને દુઃખ થયું અને ઉપયોગ અપાયો કે પોતાની પ્રવૃત્તિ સુધારી; અર્થાત્ ગર્ભમાં હાલ્યા–ફરકયા. કારણકે માતાએ એમ વિચાર્યું કે મારો ગર્ભ હરાઇ ગયો. ગર્ભમાં પણ પુત્રવિયોગ માતાથી સહન ન થયો, ત્યારે હાલ્યા–ફરકયા;

---

૧ purpose.

૨ Without reflection.

જેથી માતાને પુત્રની હયાતીની માહિતી થતાં અત્યંત હર્ષ થયો.[1]

પ્રિય વાંચનાર ! તને યાદ હશે કે જ્યારે તું તારી માતાથી જુદો પડે છે ત્યારે તારા વિયોગથી તે કેવી દુઃખી થાય છે? યથા-શક્તિ તારે પણ તેને વિયોગનું દુઃખ ન આપવું, અને વ્યવહારે કદાચ બહાર જવું થાય, તો તેમનો બંદોબસ્ત કરી, તેમને શાંતિ આપી જવું, પત્રાદિથી મળવું, અને જેમ બને તેમ તેમની હયાતી-માં તેમની સેવામાં તત્પર રહેવું.

લેખકને સંપૂર્ણ આશા છે કે, શ્રી વીરપરમાત્માને પગલે ચાલ-વાની જિજ્ઞાસાવાળા શ્રી વીરપુત્રરત્નો, શ્રી વીરના ચારિત્રના આ પ્રગટ દૃષ્ટાંતથી પોતાની માતાને વિયોગનું અસહ્ય દુઃખ નહિ આપશે.

શ્રી વીર પરમાત્માએ પોતે ગર્ભમાં હતાજ ત્યારે આવો સ્નેહ જોયો. કારણકે પ્રેમ પ્રેમને પ્રાપ્તજ કરે છે, તે પ્રમાણે જ્યારે માતાના પ્રેમે શ્રી વીરના પ્રેમને આકર્ષ્યો કે શ્રી વીરે ગર્ભમાં એવો અભિગ્રહ લીધો કે—એવી પ્રતિજ્ઞા કરી કે—"**જયાંસુધી મારાં માતાપિતા હયાત છે, ત્યાંસુધી હું દિક્ષા નહિ લઉં.**" આ પ્રમાણે પોતાને પરમ પ્રિય દિક્ષાનો, ગર્ભમાં હતા ત્યારે જ, ત્રીશ વર્ષ સુધી ભોગ આપ્યો.[2]

---

૧ જૈનધર્મ અપેક્ષાએ પ્રધાન છે અને હેતુનાપર લક્ષ આપ-વાનું વિશેષ કહે છે. આ વાત જ્ઞાનશુષ્કોએ તેમજ ક્રિયાજડોએ લક્ષમાં રાખવાની છે.

૨–કુટુંબ દેશ છોડી માતૃપ્રિયે ચારિત્ર દેશમાં જવું મુલત્વ્યું, તેમ માતૃપ્રિય તું સ્વદેશ છોડી પરદેશ જવું માતૃભક્તિ માટે મુલતવી રાખે છે.

# પ્રભુનો ત્રીજો ગુણ.

## આત્મભોગ.

શ્રી વીર પરમાત્મા ત્રણ જ્ઞાન સહિત ગર્ભમાં હતા, અને તેથી જાણતા હતા કે સંસારચક્રના પરિભ્રમણમાંથી છૂટવાનો-જીવને સંસારરૂપ મહાકારાગ્રહનાં બંધનોમાંથી મુક્ત કરવાનો ઉત્તમમાં ઉત્તમ માર્ગ 'દિક્ષા' છે. આત્માને બંધનમુક્ત કરી, પૂર્ણ સ્વતંત્રતા આપનારી, ખરેખર ચક્રવર્તિ રાજ્યના કરતાં પણ મહા મૂલ્યવાન દિક્ષા છે. છતાં ત્રણ જગતના ચક્રવર્તિપણારૂપ મુક્તિની અનુપમ ઋદ્ધિ આપનાર દિક્ષા લઇ તે વડે પોતાનો પરમ સ્વાર્થ સાધવાનું છોડી દઇ, માતપિતાના સુખને માટે, તેનો અમુક કાળ-સુધી ભોગ આપ્યો. પ્રિય વાંચનાર ! તારાં માતાપિતાના સુખને માટે તારા પોતાના સ્વાર્થનો ભોગ તું જો આપીશ તોજ તારે સમ-જવું, કે હું શ્રી વીર પરમાત્માને પગલે મારી શક્તિને ગોપવ્યા વિના-છૂપાવ્યા વિના યથાશક્તિ પ્રવર્તુ છું.*

પ્રિય વાંચનાર ! તું જાણતો હોઇશ કે, સ્વાર્થત્યાગ અને પરાર્થ જીવન ચલાવવું એ ગુણ તે મનુષ્યનો નથી, નથી દેવનો પરંતુ દેવાધિદેવ થનાર પ્રભુના સગા પુત્રનો છે-પરમાત્માનો છે. જે મનુષ્ય શરીર ધારણ કરવા છતાં, પરના અર્થને હાનિ પહોંચાડે છે, તે તો માત્ર મનુષ્યનું નાટક ભજવનાર પશુ છે: જે મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધે છે અને પરના અર્થને હાનિ કે લાભ આપી શકતો નથી, તે

* ૧૦-૭-૧૧ લંડન ઇંડિયા ઑફિસ લાયબ્રેરી.

મનુષ્ય છે; મનુષ્ય—**આત્મા** છે. જે મનુષ્ય પોતાના અર્થને અને પરના અર્થને સાધે છે તે **મહાત્મા** છે, અને જે મનુષ્ય પરના અર્થને માટે પોતાના અર્થનો—સ્વાર્થનો ત્યાગ કરે છે, તેજ પરમાત્મા છે-અર્હત્ છે.

અખિલ જૈનતામાં પ્રિય એટલે જૈન શાસનના ત્રણે સંપ્રદાયને માનનીય એવા તત્વાર્થાધિગમ સૂત્રની **સંબોધકારિકામાં** પૂજ્યતર મહાત્મા **ઉમાસ્વાતિ** સ્વામિ લખે છે કે મનુષ્ય છ પ્રકારના હોય છે, જેનો ભાવાર્થ નીચે આપવામાં આવે છેઃ—

**મનુષ્યના છ પ્રકા.**

૧—**અધમતમ** ( અધમાધમ ) મનુષ્ય તે, કે જે આ લોક અને પરલોક ઉભયને બગાડે એવાં કાર્યો કરે છે.

૨—**અધમ**—પરલોકની દરકાર વિના અહીંજ પોતાને સુખ થાય તેવાં કામો કરે છે.

૩—**વિમધ્યમ**—આ લોક અને પરલોક ઉભયને સુધારે તેવી ક્રિયાઓ કરે છે.

૪—**મધ્યમ**—અલ્પ એવા આ લોક—કે ભવમાં પડતાં કષ્ટોને પણ સહન કરી, અનલ્પ—લાંબા એવા પરલોકને સુધારવા શુભ કાર્યો કરે છે.

૫—**ઉત્તમ**—જેની સર્વ ક્રિયા પોતાના મોક્ષને માટે હોય છે.

૬—**ઉત્તમોત્તમ**—જે પોતે કૃતાર્થ હોવા છતાં પોતે અન્યને

કૃતાર્થ થવા ઉત્તમ ધર્મનો ઉપદેશ આપે છે.[૧] તે જ પુજ્યતમ અર્હત્ છે.

જેમાં વળી પોતાનો અર્થ સરતો નથી, અને પરના અર્થને --સ્વાર્થને જે હાનિ કરે છે, એવા અધમતમ—માનવકીડાને શું નામ આપવું ત મહાત્મા ભર્તૃહરિ કહે છે કે મને આવડતું પણ નથી.[૨]

માટે પ્રિય વાંચનાર! જેણે તારે માટે અનેક કષ્ટ સહન કર્યાં, જેણે તારે માટે રાત્રિ દિવસ ન ગણી, જેણે તારે માટે પોતે ભીનામાં --તારાં મળમૂત્રમાં સુઇ તને સુકાં-સ્વચ્છ વસ્ત્રમાં રાખ્યો, જેણે તારે માટે અનેક પ્રકારનાં કષ્ટ સહન કર્યાં, ભણાવ્યો, ગણાવ્યો, મોટો કર્યો, તું બચપણમાં કેટલો નિરાધાર હતો, તારે આખા જગતમાં કોનો આધાર હતો? એવી સ્વાર્થત્યાગી ક્ષમા ગુણવાળી માતા પાસે તું જગતની સર્વ ઋદ્ધિ તજી દે, તોપણ તેનું મૂલ્ય થાય નહિ. માટે ક્ષમાના સ્વરૂપ રૂપ તારી માતાને દુઃખ થાય તો તારા સ્વાર્થનો ત્યાગ કરજે, એવું શ્રી પરમાત્માના ચરિત્રપરથી શીખવાનું છે. પરમાત્માને પગલે ચાલનારે તેજ પ્રમાણે કરવું જોઇએ છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે, જન્મ આપનારી માતા એ જન્મભૂમિ છે. જન્મ ભૂમિ માટે-તારા સ્વદેશના કલ્યાણ માટે, તારે પોતાનો સ્વાર્થ ત્યાગ કરવો જોઇએ. અને જ્યારે તું સ્વદેશ કે સ્વભૂમિ માટે સ્વાર્થનો ત્યાગ કરીશ, ત્યારે તને ખબર પડશે કે આજ પણ તેવા પુરૂષો તેમ સ્ત્રીઓ મહાત્મા ગણાય છે. સ્વદેશનું કલ્યાણ કરનાર લૉર્ડ **નેલસન** ઇંગ્લાંડમાં મહાત્મા ગણાય છે, અને મહાત્માને

---

૧—તત્વાર્થાધિગમ સૂત્ર--સંબંધકારિકા શ્લોક, ૪-૫-૬.

**૨.-ये निघ्नति निरर्थक परहितं ते केन जानीमहे.**

( નીતિશતક શ્લોક ૭૪. )

પગલે ચાલનાર એમણે ઉપદેશેલા મહાન્ સૂત્રરૂપે ઇંગ્લાંડના-બ્રિટનના ખરા પુત્રો—પોતાની સ્વદેશ પ્રત્યે શી ફરજ છે, ધર્મ શું છે, કર્તવ્ય શું છે તે યાદ રાખવા ખાતર તે મહાત્માના આ શબ્દો કંઠાગ્ર કરે છે કે “England expects every one to do his duty” ઇંગ્લાંડ પોતાનો દરેક પુત્ર પોતાનું કર્તવ્ય કે ફરજ બજાવ એવું ઇચ્છે છે. બ્રિટનના પ્રત્યેક પુત્રમાં આજ આકાંક્ષા પ્રગટે છે. વળી કોઈ મહાત્માએ કહ્યું છે કે આ દેશમાં પણ **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि**, જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ મોટાં છે, અર્થાત્ પોતાને સ્વર્ગનો ત્યાગ કરવો પડે તોપણ જનની કે જન્મભૂમિને દુઃખ-માંથી મુક્ત કરવી, અને તેનું જે રીત કલ્યાણ થાય તે રીતે કરવું.

## ગુણ ૪ થો.

### શ્રી વીરની દુરઅંદેશી.

આ વીરપરમાત્માએ માતાપિતાની હયાતી હોવા છતાં જો કે તેઓ રાજા રાણી હતાં, તેમને કોઈ રીતે સાંસારિક વૈભવમાં ખામી નહોતી, પરંતુ ગર્ભમાં ત્રણ જ્ઞાની **ભાવી પરમાત્માએ** પણ પોતાને લીધે પોતાની માતા અશુભકર્મને ન બાંધે, એવી નજર પહોંચાડી હતી. શ્રી વીરે વિચાર કર્યો કે મારા વિયોગથી-હું દિક્ષા લેવાથી માતાપિતા આર્તરૌદ્ર ધ્યાન કરશે, રૂદન કરશે, માથાં કૂટશે તો તેનું ફળ તેમને માટે કેવું આવશે? જો આર્તધ્યાન કરશે તો આર્ત ધ્યાનનું ફળ ઘણું કરી મનુષ્યપણાનું ખોવું અને પશુપણામાં ઉતરી પડવું થશે, અને રૌદ્રધ્યાનનું ફળ નરક ગતિમાં ગબડાવનારૂં થશે.[1]

૧—માતૃરત્ન **મદાલસા** તને **લાલન** વારંવાર વંદન કરે છે

અરે ! જેને પેટે હું જન્મ્યો તે પોતાની મનુષ્યની ઉત્તમ ગતિ છોડી, પશુની નીચ ગતિ કે, નરકની ગતિમાં જાય, એવું મારા નિમિત્તે થવા દઉં ! કદી નહિ. પરંતુ જ્યાંસુધી મારી જનની અને જનક એટલે માતા અને પિતાની સ્થિતિ છે ત્યાંસુધી તેમને સુખી રાખી, મારા સહવાસનો લાભ આપી, તેઓ હાલ જે મનુષ્યની સ્થિતિમાં છે, તેનાં કરતાં પણ ઉચ્ચ ગતિ-દેવગતિ પ્રાપ્ત કરે, અને પરંપરાએ ઉત્ત-મોત્તમ ગતિ-પંચમી ગતિ અથવા મુક્તિ પામે, એવું કરૂં. આવી દૂર **અંદેશીથી**, આવા લાંબા વિચારથી ગર્ભમાંજ અભિગ્રહ કરી લીધો કે **"જ્યાં સુધી માતાપિતા હયાત છે, ત્યાં સુધી મારે દિક્ષા ગ્રહણ કરી, મારો પરમ સ્વાર્થ પણ ન સાધવો."**

---

ન્મન કરે છે ! તું માતારૂપે પરમ ગુરૂ છે. તેં તારા પુત્રને પારણામાં પણ આત્મજ્ઞાન આપ્યું અને એવું વિચાર્યું કે જે પુત્રનો **મારા પેટે** જન્મ થયો તેને હવે ભવોભવમાં—સંસારમાં રખડવાનું હોય ? એ તો આત્મજ્ઞાન વડે મોક્ષમાં જન્મી, ત્યાં સદા અમર રહેશે. આનું નામ તે માનવમાતા ! આનું નામ તે માતૃગુરૂ—કે જે પારણામાં પણ આત્મજ્ઞાન આપે ! વાચક બંધુ કે બ્હેન ! માનવ જન્મ લેવાની કળા તારા હાથમાં હોય તો તું આવી મદાલશાને પેટે જન્મજે, કે જે પાર-ણામાંજ-હાલરડાંમાંજ આત્મજ્ઞાન આપે. લાલનનું તો એમ ભાવવું છે કે જૈન માનવોને જન્મ્યા પહેલાં-ગર્ભમાં આત્મજ્ઞાન મળવું જોઇએ. જન્મતાં ધર્મજ્ઞાન, પછી અર્થ જ્ઞાન અને આત્મજ્ઞાન પૂર્વક ધર્મજ્ઞાન, એ ઉભય પૂર્વક અર્થજ્ઞાન, એ ત્રણે પૂર્વક આ સંસારમાં અવ્યાપક કાળજ્ઞાન અને મોક્ષજ્ઞાન મળવું જોઇએ. તોજ તે વિજયી-'જૈની' થઇ શકે.

આવે પ્રકારે પરમાત્માને પગલે ચાલનાર, શ્રી જિનને માર્ગે ચાલનાર, શ્રી વીરને પગલે પ્રવર્તનાર, પ્રિય વાંચનાર! તારાં માતા પિતા પ્રત્યે તું એવી રીતે વર્ત કે તેઓ તારે માટે આર્તધ્યાન-કરી, તિર્યંચ ગતિ પ્રાપ્ત ન કરે, પરતુ ધર્મધ્યાન કરી દેવગતિ પ્રાપ્ત કરે. તેઓ પ્રત્યે એવું વર્તન રાખ, કે તારે લીધે તેઓ રૌદ્ર ધ્યાન કરી, મનુષ્યભવ હારી, નરક ગતિમાં ઉતરી ન પડે, પરંતુ શુકલ ધ્યાન કરી, મોક્ષ ગતિ પ્રાપ્ત કરી શકે. વલી ઉપર કહેવામાં આવ્યું કે, જે જન્મભૂમિનું પણ કલ્યાણ કરે છે, તેવા નરરત્નો, કે નારી-રત્નો **મહાત્મા** ગણાય છે. આ વાત ખરી છે. પરંતુ પરમાત્માને પગલે ચાલનારનું વર્તન તો જન્મભૂમિના કલ્યાણમાં પરિસમાપ્ત થતું નથી, કારણ કે તેની જન્મભૂમિ તો વસુધા છે. અખિલ જગત છે. તેનું દેશાભિમાન તેની મહાત્માની સ્થિતિમાં, પૂર્ણ થઇ પરમાત્માની સ્થિતિએ ચડતાં વસુધાભિમાન રૂપે પ્રગટે છે.

## उदारचरितानां तुं वसुधैव कुटुंबकः

ઉદાર ચરિત્રવાળાને—પરમાત્માના પગલે ચાલનારને આખી વસુધા—આખી પૃથ્વી એ પોતાનું કુટુંબ હોય છે. "સવી જીવ શાશન કરૂં રસી" એવી ભાવના—એવા વિચાર ધરાવનારના ઉચ્ચાર અને આચાર પણ તેવાજ હોય છે. માટે તું દેશાભિમાન—સ્વભૂમિ-ભક્તિપૂર્વક—વસુધાભિમાન રાખતો થા. પ્રિય વાંચનાર ? તને વિચાર આવશે કે ત્યારે માતા પિતાની હયાતીમાં દિક્ષા લેવાથી તેને દુઃખ થાય, માટે મારે શું દિક્ષા ન લેવી ? લેખકનું કહેવુ એમ છે કે તેમ નહિ, પરંતુ માતા પિતાને પૂર્ણ સંતોષ થતો હોય, તેમના નિર્વાહની, તેમની સુખી સ્થિતિ રહેતી હોય,

તેમની પરવાનગી હોય, તેમની રજા હોય તો, અને તે પણ ખુશીથી તેમની આશિષ સાથે આજ્ઞા લેવી. આમ જ્યાં સુધી તું ન કરે ત્યાં સુધી તું નામે તો ઉચ્ચ કાર્ય કરનારો ખરો, લોકો તને મહાત્મા કહે પણ હું તેમ નહિ કહું. કારણ કે મહાત્માની જિજ્ઞાસા, પરમાત્માને પગલે ચાલવાની છે, અને **પરમાત્મા** પોતાના પરમ સ્વાર્થને માટે માતાપિતાને દુઃખ આપે એવું બનેજ નહિ. માટે તેમની ખુશીથી રજા મળે તો તેમની હયાતીમાં દિક્ષા લેવી, એમ કાંઇક દેશકાળ જોતાં યોગ્ય લાગે છે, નહિતો સ્વાર્થીપણું લાગે છે. વળી પરમાત્માને પગલે ચાલનાર ! તું ઉપાસક હોય–શ્રાવક હોય કે **શ્રમણ** ઉપાસક જૈન હોય, તો તારે વિચાર કરવો ઘટે છે કે જેવાં મારાં માતાપિતા તેવાં સર્વનાં. માટે કોઇ માતાને દુઃખ થાય, તેવો ઉપદેશ આપી તેના પુત્ર પુત્રીને દિક્ષા ન આપવી; કારણકે તેમ કરીશ તો તેના માતા પિતા આર્ત—રૌદ્ર ધ્યાન કરી તિર્યંચ ગતિ કે નરક ગતિ પામશે. પરંતુ તેમનાં માતાપિતાને પૂર્ણ સંતોષ થાય તેવું કરી, તેમની અનુજ્ઞાથી જ દિક્ષા લે તેવી શિક્ષા તેને આપે તો જ લેખક એમ સમજે કે તમો **પરમાત્માને** પગલે ચાલનારા છો. કારણકે જૈનશાસ્ત્રમાં કહેલ છે કે કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણે હાનિકારક હોય તો ન કરવાં ઘટે. આમ તારે માતાપિતાને કચવાવી દિક્ષા ન લેવી, પરંતુ તેઓ રાજી રહે તેમ હોય તો લેવી. તેમજ કોઇને ઉપદેશ ન આપવો, કે તું તારા માતા પિતાને દુઃખ થાય તો ફિકર નહિ, તેઓ તો મોહને વશ છે.[1] એમ કહેવું નહિ, કારણકે તારે

---

1—મોહને વશ માતાપિતા હોય, તેને પોતાના વિયોગી કરાવી વિશેષ મોહમાં નાંખવા એ ક્રૂરતા તો લાગે છે.

તો કોઇનાં પણ માતાપિતા દુઃખી થાય તેવું કરવું નહિ, તેમજ તારે તેને અનુમોદન પણ આપવું નહિ, કારણકે તું અનુમોદન આપે તો બાળ જીવો તે કાર્યને યોગ્ય જાણી તેવું કરતા થયા છે અને થાય. ઘણા શ્રાવકો અને શ્રમણો, ઘણાં માતા પિતાને દુઃખ થાય, તેની દરકાર કર્યા વિના દિક્ષાને ઉત્તેજન આપે છે, અને દિક્ષા પણ આપે છે. પરમાત્માને પગલે ચાલવાની જિજ્ઞાસાવાળાએ તો શ્રી વીરની પેઠે માતા પિતાને સંતોષ થાય તેવું કરવુ જોઇએ. જેમ પોતે દિક્ષા લેવી તેમ અન્યના માતપિતાને સંતોષ આપી દિક્ષાની અનુમોદના કરવી કે દિક્ષા આપવી અપાવવી જોઇએ. [1]

પ્રિય વાંચનાર! આ ગ્રંથ જે યુવક સ્વર્ગસ્થને અર્પણ કરવામાં આવ્યો છે, તેઓ માતૃભક્ત હતા, અને સદ્‌ગુણ વ્રતથી તેઓ હવે ઉચ્ચગતિ ધારણ કરે, તેવા તેઓ વિશેષ માતૃભક્ત બનો, એવા આશયથી પણ આ ગ્રંથ લખવા પ્રેરણા થઇ છે. કારણકે પ્રભુ ચરિત્ર યથાર્થ કહેવું તે દુઃશકય છે તથાપિ શ્રીમદ્‌ માનતુંગ

---

૧—કોઇ એમ ધારશે કે આજના કાળમાં ત્યારે આજ્ઞા લઇ સાધુ કોણ થયો? કોનાં માબાપ ખુશીથી પોતાના પુત્રને રજા આપે છે? તો લેખકનો વિચાર કદાચ બરાબર નહિ હોય, પરંતુ તેમનો ક્ષયોપશમ તો એમ કહે છે કે એવા સાધુઓ ઘણે ભાગે કઠોર કે ક્રૂર હૃદયના હોવાથી નાટકીઆ જેવા થશે, વેશસાધુ થશે અને એવાથી ધર્મ ટકશે પણ નહિ, પરંતુ સાધુ ગુણપૂર્વક સાધુવેશથીજ ધર્મ ટકશે, એટલુંજ નહિ પણ વૃદ્ધિ પામશે. પરને દુઃખ આપવાથી સાધુપણું કેમ મનાય? સાધુ શબ્દજ, નિર્મળતાની, સર્વને સંતોષ આપવાની, શાંતિ પ્રગટ કરવાની, નેકી પોકારે છે.

આચાર્ય રૂપી મહાત્મા કહે છે કે,

**नामापि पाति भवतो भवतो जंगति.**

આપનું નામ પણ ભવ સમુદ્રમાં બુડનારની રક્ષા કરેછે. અહીં પ્રભુના જન્મ થયા પૂર્વની કૃતિના વર્ણનનો સંક્ષેપ પૂર્ણ થાય છે, અને બાળ લેખક જોઇ શકે છે કે, તેનો અમેદ્ધુભ ભાવ **કેવળી** મહારાજ પણ કહી શકે નહિ—જાણી શકે ખરા. તો પછી **લાલનથી** તો બરાબર જણાતું પણ નથી, તો કહી શું શકે ? તથાપિ તોતડો બાળક પણ **ડીમોસ્થનિશ** જેવા પ્રયત્નથી મહાવક્તા થાય છે, એટલુંજ નહિ પણ શુદ્ધ ભાવના પ્રમાણે વર્તનથી—ચરિત્રથી સોળ પ્રહર સુધી દેશના આપનાર, પરમાત્માને પગલે ચાલનાર, પરમાત્મા પુત્ર થોડા વક્તવ્યથી પણ પરંપરાએ પરમાત્માપણું પણ પ્રાપ્ત કરે છે.

# उपसंहार.

પ્રિય વાંચક બંધુ ! પરમાત્માને પગલે ચાલનારા—પ્રભુ જ્યારે ગર્ભમાં છે ત્યારે આપણે પ્રભુ પાસેથી પરના હિતને માટે આત્મભોગ આપવો એ પાઠ શીખીયે છીએ. બીજું કયું કાર્ય કરવાથી હિત છે એ વિચારવું, પરંતુ તેમાં હિત ન જણાય તો સરલતાથી જે કાર્યથી હિત થાય તે કાર્ય કરવું જોઇએ. હેતુ ને સાધ્ય ખોવાય નહિ અને જે ક્રિયાથી લાભ થાય—સાધ્ય પ્રાપ્ત થાય તેવડે ક્રિયામાં—આચારમાં ફેરફાર પણ કરવો પડે તો કરવો જોઇએ. ચોથ—પાંચમની લડાઈમાં સકલ જૈન સાથે વૈર વિરોધ મૂકી મૈત્રીએ જોડનાર પ્રતિક્રમણ ગુણને ખોવો ન જોઇએ પરંતુ ક્ષમાપૂર્વક પ્રતિક્રમણ કરતાં

જોઇએ. આજ પ્રકારે જે જે ક્રિયાથી સાધ્ય દશા પ્રગટે તેવું કરવાથી જોઇએ તો આપણા નામ—દ્રવ્ય અને ભાવથી પ્રભુને પગલે ચાલનારા સ્થાનકવાસી છીએ કે હોઇએ; નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી પરમાત્માને પગલે ચાલનાર દિગંબર કે શ્વેતાંબર હોઇએ, ગુણ દૃષ્ટિ પૂર્વક ગુણ દૃષ્ટિ—સાધ્ય દૃષ્ટિ પૂર્વક "ધર્મ વૃદ્ધિ" શબ્દથી શ્રાવકોને ધર્મ વધારવાનો ઉત્તેજન આપનાર દિગંબર મૂનિ હોઇએ, કે સાધ્ય દૃષ્ટિ પૂર્વક "ધર્મ લાભ" એ વચન વડે શ્રાવકોને ધર્મમાં વિશેષ લાભ થવા પ્રેરનાર શ્વેતાંબર સાધુ હોઇએ. ગંગા કહેવાથી, કે **સુર** નદી કહેવાથી, નામથી કે નામપૂર્વક સ્થાપનાથી એજ પ્રભુ પુત્ર સમજતા હોય, તો સમદૃષ્ટિથી મુક્તિ છે. એવું માનનાર ત્રણે સંપ્રદાયો **વીરની સમદૃષ્ટિના** વિચાર રાખી પ્રવર્તે; તો હેતુ સાધ્ય થશે અને હેતુ સાધ્ય કરવો એજ **પરમાત્માના પગલે** ( in His foot steps ) ચાલવું છે.



# શ્રી સામાયિક સૂત્રાર્થ



## અર્થ પાઠ ૧ લો.

અરિહંત ભગવાનોને નમસ્કાર, સિદ્ધ ભગવાનોને નમસ્કાર, આચાર્ય મહારાજોને નમસ્કાર, ઉપાધ્યાય મહારાજાઓને નમસ્કાર અને લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર.

## મૂળપાઠ અને મુખપાઠ ૧ લો. નવકાર મંત્ર.

ણમો અરિહંતાણં, ણમો સિદ્ધાણં, ણમો આયરિયાણં; ણમો ઉવજઝાયાણં, ણમોલોએ સવ્વસાહૂણં.

## શબ્દાર્થ પાઠ ૧ લો.

| | |
|---|---|
| णमो નમસ્કાર | अरिहंताणं અરિહંતોને |
| णमो सिद्धाणं | સિદ્ધોને નમસ્કાર. |
| णमो आयरियाणं | આચાર્યોને નમસ્કાર. |
| णमो उवज्झायाणं | ઉપાધ્યાયોને નમસ્કાર. |
| णमो लोए सव्व साहूणं | ( લોકમાંના સર્વ સાધુઓને નમસ્કાર. ( લોએ એટલે લોકે ) |

**ભાવાર્થ પાઠ ૧ લો**—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચપરમેષ્ઠી કહેવાય છે. તેમને નમસ્કાર કરવાનો

આ મહિમાવંત મંત્ર છે. દરેક ધાર્મિક શુભાશુભ કાર્યમાં આ મંત્રનું પ્રથમ સ્મરણ કરવામાં આવે છે. સામાયિકાદિ ક્રિયામાં પાપકારી બાબતોની બંધી કરવાની ઇચ્છા હોવાથી એ ઇચ્છા પારપડવા માટે આ પંચપરમેષ્ઠીને અહીં નમસ્કાર કરવામાં આવ્યા છે.

## બોધ પાઠ ૧ લો.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ ઉત્તમ અને પવિત્ર સંતજનને નમસ્કાર કરવાના જે પવિત્ર વાક્યો છે તે વાક્યોને નમસ્કાર મંત્ર, નવકાર મંત્ર કે પંચપરમેષ્ઠિ સ્મરણ મંત્ર કહેવામાં આવે છે. પાપનો નાશ કરનાર મંગળકારી આ મંત્ર છે.

આ મંત્રથી પંચપરમેષ્ઠીના ઉત્તમ ગુણનું ચિંતવન થઇ શકે છે અને એ પાંચે સંતજનનું સ્વરૂપ વિચારવાનું સુઝે છે. એમ ગુણ અને સ્વરૂપ વિચારવાથી અને તે પ્રમાણે કાર્ય કરવાથી આપણાથી સત્પુરૂષ થઇ શકાય છે. માટે જ આ નવકાર મંત્રને સૌથી મોટામાં મોટો મંત્ર કહેવામાં આવે છે.

જે મહાત્મા--સંતજનો મોક્ષે ગયા છે તે સિદ્ધ કહેવાય છે. સકળ કાર્ય સાધી--સિદ્ધ કરી બધાં કર્મનો ક્ષય જેણે કરેલો છે, જેઓ કર્મથી મુક્ત થયા છે તે સિદ્ધ કહેવાય છે.

જે મહાત્મા સંતજનો આઠ કર્મમાંના ચાર કર્મનો ક્ષય કરી આપણને મોક્ષમાર્ગનો બોધ દેતા ફરે છે તે અત્યંત પવિત્ર મહાત્માઓ અરિહંત કહેવાય છે, આપણા ક્ષેત્રમાં આકાળમાં છેલ્લામાં છેલ્લા અરિહંત તીર્થંકર શ્રી મહાવીરપ્રભુ થયા છે.

જેઓ શ્રી મહાવીર ભગવાનના ફરમાન મુજબ માત્ર અલ્પ

વસ્ત્ર પાત્ર રાખે છે, મનને ધર્મધ્યાનમાં રોકે છે અને સંસારની કોઈ પણ પંચાતમાં પડતા નથી તે આપણા સાધુઓ ધર્મગુરૂઓ છે.

એ ધર્મગુરૂઓમાંથી જેઓ બીજાને શાસ્ત્ર ભણાવવાનું કામ કરે છે તે ઉપાધ્યાય કહેવાય છે. અને સઘળા સાધુ સાધ્વીઓમાં જેને સર્વેના મુખી ઠરાવ્યા હોય છે ને જે બધા સાધુ સાધ્વીને નિયમમાં રાખવાનું કામ કરી જૈન ધર્મને દીપાવે છે તે આચાર્ય કહેવાયછે.

## વિવેચન પાઠ ૧ લો.

વિશ્વના બે ભાગ છે. લોક ને અલોક. અલોક આકાશમય છે. લોકમાં સર્વે જાનવરો, મનુષ્યો, દેવો વગેરે વસે છે. લોકમાં અનેક દ્વીપ, ખંડ, પાતાલ, દેવલોક, સમુદ્ર વગેરેનો સમાવેશ થઈ જાય છે.

અરીહંતના ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫ અને સાધુના ૨૭ ગુણ મળી ૧૦૮ ગુણ થાય છે. માળાના પારા ૧૦૮ એ ૧૦૮ ગુણો લક્ષે લેવા માટે નિત્ય સ્મરણમાં જરૂરના છે.

કર્મ આઠ છે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્રને અંતરાય. આ સઘળાનું વિવેચન આગળ ઉપર આવશે. આ આઠે કર્મનો સિદ્ધ ભગવાને નાશ કર્યો હોય છે. ત્યારે અરીહંત ભગવાને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય કર્મનો નાશ કર્યો હોય છે ને બાકીના ચાર પાતળાં પાડી તેનો નાશ કરવાની તૈયારીમાં હોય છે. આથી જણાશે કે અરિહંત કરતાં સિદ્ધ ચડિયાતા છે. પણ વર્તમાનકાળે અરિહંતો આપણને ધર્મનો રસ્તો દેખાડનારા હોવાથી ને તેઓ પણ થોડા વખતમાં જ તેજ ભવે સિદ્ધ થવાના હોવાથી આ નમસ્કાર મંત્રમાં પ્રથમ તેમને પ્રણામ કરવા કહ્યું છે.

મન વચન અને કાયાથી એટલે ત્રિકરણ શુદ્ધિથી પંચાંગે ( ગોઠણ બે ભોંયપર સ્થાપી, બે હાથ જોડી, માથું નમાવી ઉક એશથી ) નમસ્કાર કરવાના છે. જૈન ધર્મનું મૂળ વિનય છે ને આ મંત્રથી પ્રથમ જ વિનય સાચવવામાં આવ્યો છે. આ મંત્ર આર્યાને રાગે ગવાય છે. આ મંત્ર ચદ પન્નતિ સૂત્રમાં છે.

## પ્રશ્ન પાઠ ૧ લો.

શિક્ષકને યોગ્ય લાગે તે પ્રશ્નો પૂછવા.

૧ ઉવજ્ઝાયાણં, લોએ, સવ્વ એ મૂળ શબ્દના ગુજરાતી અર્થ કહો.
૨ નમસ્કાર, ઉપાધ્યાયને, એ ગુજરાતી અર્થવાળા મૂળ શબ્દો કહો.
૩ અરિહંત, સિદ્ધ, ઉપાધ્યાય, આચાર્યને સાધુની ઓળખાણ આપો.
૪ પંચપરમેષ્ઠીમાંના પ્રત્યેકના ગુણની સંખ્યા કહો.
૫ ત્રિકરણને પંચાંગ એટલે શું તે સમજાવો.

---

## અર્થ પાઠ ૨ જો.

( ગુરૂ વગેરે પંચપરમેષ્ઠિને ) ત્રણ વખત બે હાથ એમ મસ્તકે અંજલિ કરી જમણા તરફ કાનથી ઉંચે લઇ ડાબી બાજુએ લઇ જઇ ફરી જમણા કાન સુધી આવર્તન કરી પ્રદક્ષિણા કરી વાંદુ છું ( સ્તુતિ કરૂં છું ) કાયા નમાડી નમસ્કાર કરૂં છું; વિનય:ભકિત કરી સત્કાર દઉં છું; ગુણગાન કરી સન્માન દઉં છું. આપ કલ્યાણકારી મંગળકારી ધર્મદેવ સમાન જ્ઞાનવંત છો તેથી સેવા કરૂં છું.

**મતાંતર પાઠ**—દરિયાપુર સંઘાડામાં શરૂઆતમા મત્થએણ

વંદામિ ( મસ્તકે કરી નમન કરૂં છું ) એમ બોલ્યા પછી આ તિખુત્તાનો પાઠ બોલે છે.

**મૂળ પાઠ તથા મુખ પાઠ ૨ જો. તિખુત્તો** અથવા વંદના તિખ્ખુત્તો, આયાહિણં, પયાહિણં, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ, કલાણં, મંગલં, દેવયં, ચેઇયં, પજ્જુવાસ્સામિ.

**શબ્દાર્થ પાઠ ૨ જો.**

**तिक्खुत्तो** ત્રણવાર **आयाहिणं** આદાન એટલે બે હાથ જોડી જમણાથી ડાબા કાન સુધી.

**पयाहिणं** પ્રદક્ષણા કરીને **वंदामि** વાંદુ છું

**नमंसामि** નમસ્કાર કરૂંછું **सक्कारेमि** સત્કાર કરૂંછું

**सम्माणेमि** સન્માન દઉંછું **कलाणं** કલ્યાણકારી છો

**मंगलं** મંગલકારી **देवयं** દેવસમાન **चेइयं** જ્ઞાનવંત

**पज्जुवासामि** પૂજવા લાયક છો તેથી પૂજા કરૂંછું.

**ભાવાર્થ પાઠ ૨ જો.**—સામાયિકાદિ ક્રિયા શરૂ કરતાં નમસ્કાર કરવા નવકાર મંત્ર ભણ્યા. હવે ગુરૂ આદિકનો નિયમ સાચવવા ભાવથી તેમને વંદના કરવા આ તિખુતોનો પાઠ ભણવો. સાધુ સાધવીનો સમાગમ--દર્શન થતાં પણ આ પાઠ ત્રણવાર ભણી, ત્રણવાર ઉદ્દેશની પંચાંગે વંદણા કરવી.

**બોધ પાઠ ૨ જો.**-તીર્થંકર ભગવાને સાધુ, સાધવી, શ્રાવકને શ્રાવિકા એ ચાર તીર્થ સ્થાપ્યાં છે. તેમાં શ્રાવક, શ્રાવિકા સંસારી છે ને સાધુ સાધવીએ સંસારનો ત્યાગ કરેલો હોવાથી ત્યાગી છે. તેઓને પ્રસંગોપાત આવ્યે ગયે ઉતરવાના અપાસરા જુદા જુદા

હોય છે. સાધુ સાધ્વી આપણને ધર્મ સમજાવે છે ને નીતિનો બોધ કરે છે. સાધુ સાધ્વી પોતાની પાસે સોયજેવી નજીવી ચીજ પણ રાખી શકતા નથી. તેઓ ખાવાનું પણ ગામમાંથી વહોરી લાવે છે. ચોમાસા સિવાય એક ગામમાં તેઓ લાંબી મુદત રહેતા નથી. કંચન કામનીના તેઓ ત્યાગી છે. આપણે આપણા આવા ધર્મ ગુરૂઓને દરેક રીતે માન આપવાને બંધાયેલા છીએ. તેઓ આપણને ધર્મનો રસ્તો દેખાડે છે.

**વિવેચન પાઠ ૨ જો.**—આ વંદનાનો પાઠ ભગવતીજી વગેરે સૂત્રોમાં છે. વંદણા ત્રણ પ્રકારની છે. ઉત્તમ ( ઉત્કૃષ્ટી ) મધ્યમ, નાની ( જઘન્ય ) તેમાં આ જઘન્ય વંદણા છે ને તે ગુરૂઓને માટે દર્શનાદિ વખતે વિશેષ ઉચ્ચારાય છે.

## પ્રશ્ન પાઠ ૨ જો.

૧ તિખુત્તો, ચેઇયં, પજ્જુવાસામિ એ શબ્દોના અર્થ કહો.,

૨ નમસ્કાર કરૂંછું, સન્માન દઉંછું એના મૂળ શબ્દો કહો.

૩ સાધુ સાધ્વીને વંદણા કરવાનું કારણ શું ?

૪ ચાર તીર્થ કયા કયા. ?

૫ વંદના કેટલા પ્રકારની છે. ?

---

## અર્થ પાઠ ૩ જો.

માર્ગમાં ચાલતાં કોઇ જીવની વિરાધના થઇ હોય વગેરે પાપથી નિવર્તવાને ઇચ્છું છું. જતાં આવતાં પ્રાણી, બીજ, લીલી વનસ્પતિ, ઝાકળ, કીડીયારૂં, સેવાળ, કાચું

પાણી, માટી, કરોળીઆની જાળ એમાંનું જે કાંઇ મેં કચર્યું હોય કે જીવો વિરાધ્યા હોય; વળી એકેંદ્રિય, બેઇંદ્રિય, ત્રણુઇંદ્રિવાળા, ચારઇંદ્રીવાળા પંચેંદ્રિવાળા કોઇ જીવને સામા આવતાં હણ્યા હોય; ધુળથી ઢાંકયા હોય, ભેગા કર્યા હોય, એક બીજા સાથે અડકાડયા હોય, પરિતાપ ઉપજાવ્યો હોય, ખેદ પમાડયો હોય, બીવરાવ્યા હોય, એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકયા હોય, જીવિતથી મૂકાવ્યા હોય તે મારૂં પાપ મિથ્યા ( નિષ્ફળ ) થાઓ.

## મૂળ પાઠ ૩ જો. મુખ પાઠ ૩ જો. ઇરિયાવહી.

ઇચ્છામિ, પડિકમિઉ, ઇરિયા વહિયાએ, વિરાહુણાએ, ગમણાગમણે, પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે, ઉસા, ઉત્તિંગ, પણગ, દગ, મટ્ટી મક્કડા, સંતાણા, સંકમણે જે મે જીવા, વિરાહિયા—

## શબ્દાર્થ પાઠ ૩ જો.

इच्छामि ઇચ્છુંછું पडिकमिउ પાપથી નિવર્તવાને इरियावहियाए માર્ગમાં ચાલતા विराहणाए વિરાધના થઇ હોય गमाणागमणे જતાં આવતાં पाणक्कमणे પ્રાણી કચર્યાં હોય बीयक्कमणे બીજ કચર્યાં હોય हरिअक्कमणे લીલી વનસ્પતિ કચરી હોય उसा ઝાકળ उतिंग કીડીયારૂં पणगदग સેવાળને કાચું પાણી मट्टी માટી मक्कडासंताणा કરોળીઆની જાળ संकमणे કચર્યાં હોય. जे જે मे जीवा જીવો विराहिया વિરાધ્યા હોય.

**મૂળ પાઠ ૩ જો. મુખપાઠ ૪ થો. ઇરિયાવહી અધુરેથી.**

એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા; કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓ ઠાણં, સંકામિયા, જીવયાઓ, વવરોવિયા, તસ્સમિચ્છામિદુક્કડં.

**શબ્દાર્થ પાઠ ૪ થો.**

**एगिंदिया** એક ઇંદ્રિવાળા જીવ **बेइंदिया** બેઇંદ્રિવાળા જીવ **तेइंदिया** ત્રણ ઇંદ્રિવાળા જીવ **चउरिंदिया** ચાર ઇંદ્રિવાળા **पंचिंदिया** પાંચ ઇંદ્રિવાળા **अभिहया** સામા આવતાં હણ્યા **वत्तिया** ધુળવડે ઢાંકયા **लेसिया** ભોંય સાથે ધસ્યા **संघाइया** ભેગા કર્યા **संघट्टिया** અડકાડયા **परियाविया** પરિતાપ ઉપજાવ્યા **किलामिया** ખેદ પમાડયા **उद्दविया** બીવરાવ્યા. **ठाणाउठाणं** એક ઠેકાણેથી બીજે ઠેકાણે **संकामिया** મૂકયા **जीविआओववरोविया** જીવિતથી મૂકાવ્યા હોય **तस्स** તે **मिच्छा** મિથ્યા થાઓ **मि** મારૂં **दुक्कडं** દુષ્કૃત—પાપ.

**ભાવાર્થ પાઠ ૩ જો**—રસ્તે હાલતાં ચાલતાં બેદરકારીથી ૧૪ પ્રકારમાંના એકે પ્રકારના જીવની વિરાધના થઇ હોય તો (અથવા કહેલા દશ પ્રકારે પીડા ઉપજાવી હોય) તો તે સર્વ બાબતની ક્ષમા માગવી અને પોતાના એવા જતના વગરના બેદરકારી ભરેલા કૃત્યનો પસ્તાવો કરવા આ ઇરિયાવહીનો પાઠ છે. રસ્તે ચાલતાં કોઇ પણ જીવને કંઇપણ પીડા ન થાય એવી કાળજી રાખવી એ આપણું કામ છે. તિખુતાના પાઠથી ગુરૂને વંદણા કરી (ગુરૂ હાજર ન હોય તો શ્રી સીમંધર સ્વામિને ઉત્તર પૂર્વ દિશામાં વંદણા કરી)

સુખશાતા પૂછી પછી આ પાઠ બોલવાનો છે. ને દરરોજ કાળજી રાખવાની છે કે પંથે હાલતાં ચાલતાં કોઈ જીવ ચંપાઈ જાય નહિ.

## બોધ પાઠ ૩ જો.

હાલતાં ચાલતાં પ્રમાદથી જીવોની વિરાધના શું કરવાથી અને કંઈ કઇ રીતે થાય છે તે ઇરિયાવહીના પાઠમાં બતાવ્યું છે. કેટલાક જીવો પોતાની જગાએજ કચરાયા હોય અને કેટલાક જીવો એક સ્થાનેથી આવતા કે જતા હોય ત્યારે કચરાયા હોય તે બંને બાબતનો સમાવેશ આ પાઠમાં થઇ જાય છે.

બીજમાં સચેત બીજ ( જે વાવવાથી ઉગે તે ) સમજવાં અને લીલોતરીમાં પણ સચેત લીલોતરી સમજવાની છે. માટી અને જળનું પણ તેમજ.

એકેંદ્રી જીવને માત્ર કાયા ( સ્પર્શેંદ્રિ ) હોય છે. બેઇંદ્રીવાળાથી તે પછી પચેંદ્રિજીવ સુધી અનુક્રમે જીભ, નાક, આંખ અને કાનનો વધારો થાય છે. નવી ઇંદ્રિય વધારે જોરાવર હોય છે.

એક ઇંદ્રિવાળા જીવોમાં સ્થાવર જીવો ( પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય ને વનસ્પતિકાય ) ગણાય છે. બે ઇંદ્રિવાળા જીવોમાં અળશીયા, પુરા, વાળા, શંખ, છીપ, કીડા, કમી વગેરે છે. ત્રણ ઇંદ્રિવાળા જીવોમાં કીડી, મંકોડા, ધનેડા, ચાંચડ, માંકણ, જુ, લીખ, કંથવા વગેરે છે. ચારઇંદ્રિવાળા જીવોમાં પતંગીઆં, ફુદાં. માખી, મસલાં, ડાંસ, વીંછી, તીડ, ભમરા વગેરે છે ને પચેંદ્રિમાં પશુ, પક્ષી, મનુષ્ય, દેવ ને નારકી છે.

**વિવેચનઃ પાઠ ૩ જો**–એકેંદ્રિયમાં સૂક્ષ્મ અને બાદર એવા બે ભાગ છે. બાદર પૃથ્વીકાયમાં માટી, મીઠું, ખારો, ખડી, હીંગળો

હરિયાળ, સોળ જાતના રત્ન આદિ ૪૩ જાત છે. બાદર અપકાયમાં પાણી, ઠાર, ઝાકળ, મેહ, ધુમસ વગેરે છે. બાદર અગ્નિકાયમાં ઈંગાળા, જવાળા, મુર્મુરાગ્નિ, વિજળી વગેરે છે. બાદર વાયુકાયમાં ઘનવા, તનવા, ઉકલીવા, મંડળીવા, ગુંજવા, મુખવા, વંટોળીઓ વગેરે છે. બાદર વનસ્પતિકાયના બે ભેદ છે. પ્રત્યેકને સાધારણ. પ્રત્યેક એટલે એક શરીરમાં એક જીવને, સાધારણ એટલે એક શરીરમાં અનંત જીવ. સુરણ બટાટાદિ કંદ તથા અત્યંત કુમળી વનસ્પતિ એ અનંતકાય ગણાય છે ને કારેલાં ધીસોડાં ઈત્યાદિ પ્રત્યેકકાય ગણાય છે.

## પ્રશ્ન પાઠ ૩ જો.

૧ મકડા, અભિહયા, વત્તીઆ એ શબ્દોના અર્થ કહો.

૨ તે મારૂં પાપ મિથ્યા હોજો, ઇચ્છુંછું, જતાં આવતાં, લીલફુલ, વગેરે ગુજરાતી શબ્દના મૂળ પાઠમાં વપરાયેલા શબ્દો કહો.

૩ આ પાઠનો હેતુ શો છે ?

૪ બેઇંદ્રિયથી પંચેદ્રિય જીવની ઓળખાણ તથા ઉદારણ આપો.

૫ એકેંદ્રિય જીવના પ્રકાર ને ઉદાહરણ આપો.

---

## અર્થ પાઠ ૪ થો.

(આગળના પાઠમાં જે અતિચાર પડિકમ્યા) તેને વિશેષ શુદ્ધ કરવા માટે, પાપનું છેદન કરવા માટે, આત્માને વિશેષ નિર્મળ કરવા માટે, શલ્ય રહિત કરવા માટે, પાપ કર્મ ટાળવા માટે હું કાઉસગ કરૂંછું. બીજું, શ્વાસ ઉંચો લેવાથી, શ્વાસ નીચો મુકવાથી, ખાંસી ( ઉધરસ ) આવવાથી, છીંક

આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, અધો-વાયુના સંચરવાથી, ફેર કે ભ્રમરી આવવાથી, ઉલટી થવાથી, મૂર્છા આવવાથી, થોડું કોઈ અંગ હાલવાથી, થોડો બળખો નીકળવાથી, દૃષ્ટિ આઘી પાછી થવાથી એ તેર વગેરેઆગારો છે. એ પ્રમાણે મારો કાઉસગ અખંડિત હોજો. હું જ્યાં સુધી, અરિહંત ભગવંતોને નમસ્કાર કરીને (કાઉસગ) ન પારૂં ત્યાં સુધી કાયાને એક સ્થાનકે મૌનપણે ધ્યાનમાં આત્માને વોસરાવું (તજું) છું.

## મુળ પાઠ ૪ થો મુખ્ય પાઠ ૫ મો.

તસ્સઉત્તરી કરણેણં, પાયચ્છિત્ત કરણેણં, વિસોહી કરણેણં, વિસલ્લી કરણેણં, પાવાણં, કમ્માણં નિગ્ઘાયણઠ્ઠાએ, ઠામિકરેમિકાઉસગ્ગં.

## શબ્દાર્થ પાઠ ૫ મો.

**તસ્સ** તેની **उत्तरीकरणेणं** વિશેષશુદ્ધિને અર્થે **पायच्छित्तकरणेणं** પ્રાયશ્ચિત્ત લેવા માટે, **विसोही करणेणं** વિશેષ શુદ્ધ થવા માટે **વિસલ્લી કરણેણં**, **पावाणं कम्माणं** પાપકર્મોનો **निग्घायणठ्ठाए** ઘાત કરવા માટે **ठामि करेमि** ઉભો રહી કરૂંછું. **काउसग्गं** કાઉસગ.

## મુળ પાઠ ૪ થો મુખ પાઠ ૬ ઠ્ઠો. તસ્સઉતરીનો પાઠ ચાલુ.

અન્નત્થ ઉસસિએણં, નિસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં; ભમલિએ, પિત્ત મુચ્છાએ, સુહુમેહિં અંગ સંચાલેહિં, સુહુમેહિં ખેલ સંચા-

લેહિં, સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં, એવમાઇએહિં, આગારેહિં, અભગ્ગો, અવિરાહિઓ, હુજ્જ, મે, કાઉસગ્ગો, જાવ, અરિહંતાણં, ભગવંતાણં નમોક્કારેણં, નપારેમિ, તાવકાયં, ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં, વોસિરામિ.

## શબ્દાર્થ પાઠ ૬ ઠ્ઠો.

अन्नत्थ બીજે (તેર બાબત સિવાય) उससिएणं ઉંચો શ્વાસ લેવાથી नीससिएणं નીચો શ્વાસ લેવાથી, खासिएणं ઉધરસ આવાથી छीएणं છીંક આવવાથી जंभाइएणं બગાસું આવવાથી उड्डुएणं ઓડકાર આવવાથી वायनिसग्गेणं અધોવાયુ સંચરવાથી भमलिए ચકરી આવવાથી पित्तमुच्छाए પિત્તમૂર્ચ્છા આવવાથી सुहुमेहिं સૂક્ષ્મ अंगसंचालेहिं અંગ ચાલવા હાલવાથી. सुहुमेहिं खेलसंचालेहिं સૂક્ષ્મ બડખો ચાલવાથી सुहुमेहिं दिठ्ठिसंचालेहिं સૂક્ષ્મ દૃષ્ટિ ચાલવાથી एवमाइएहिं એ વગેરે आगारेहिं આગારોવડે अभग्गो અખંડિત अविराहिओ અવિરાધિત हुज्ज હોજો मे મારો काउसग्गो કાઉસગ્ગ जाव જ્યાં સુધી अरिहंताणं અરિહંત भगवंताणं ભગવંતોને नमोक्कारेणं નમસ્કાર કરીને नपारेमि ન પારૂં ताव ત્યાં સુધી कायं કાયાને ठाणेणं એક સ્થાનકે मोणेणं મૌનપણે झाणेणं ધ્યાનને વિષે अप्पाणं આત્માને वोसिरामि વોસરાવું છું.

**ભાવાર્થ પાઠ ૪ થો**—મન તથા ઇંદ્રિયોને બહારના પદાર્થો પર જતાં અટકાવી ધ્યાનઅર્થે ચિત્તને એકાગ્ર કરવાની ટેવ યથાયોગ્ય વિધિથી પડવી જોઇએ. તેને માટે પ્રથમ આ પાઠની ગોઠવણુ થયેલી છે. કાયાને તજીને એટલે કાયાની બીલકુલ દરકાર કર્યા વગર કાયોત્સર્ગ

એટલે કાઉસગ કરવાના સમજણ માટે આ ૪ થા પાઠનો પહેલો ભાગ (ઇરિયાવહિના પાઠથી અજાણતાં થઇ ગએલા જે દોષોની માફી માગી હતી તે દોષની વિશેષ શુદ્ધિ માટે) જણાવવામાં આવે છે. અને બીજો ભાગ કાઉસગ કરવાના સંબંધમાં હું મારી કાયાનો કોઇ પણ જાતનો વ્યાપાર નહિ કરૂં તેનો દૃઢ નિશ્ચય કરાવનારો છે. પરંતુ કદાચ શરીરનો કોઇપણ વ્યાપાર થઇ જાય તો કઇ કઇ બાબતનો આગાર ( મોકળ ) હોય તે પણ તેમાં બતાવવામાં આવ્યું છે.

## વિવેચન પાઠ ૪ થો.

યાદ રાખવાનું એ છે કે એવા આગાર વારંવાર જાણી જોઇને કાયાના વ્યાપાર માટે રાખવામાં આવ્યા નથી. જે આગારો છે તે સઘળા એવા છે કે તેવી રીતનો કાયાનો વ્યાપાર કોઇ કોઇવાર થઇ જવા સંભવ છે. કાઉસગ્ગ જો બરાબર કરવામાં આવે તો એથી સારી રીતે કર્મનો નાશ થઇ શકે છે. તપના જે બાર પ્રકાર કહેવામાં આવ્યા છે તેમાં કાઉસગ એ અભ્યંતર તપમાંનું એક તપ છે. બાહ્યતપ જેમ જરૂરનું છે તેમ તેના કરતાં પણ વિશેષ જરૂરનું અભ્યંતર તપ છે. કર્મને લઇને આપણે ૮૪ લાખ જીવાયોનિની જાતમાં ભવભ્રમણ કરવું પડે છે એ કર્મનાં કેટલાંક દળીઆંનો નાશ બાર પ્રકારના તપથી થાય છે. અનશન, ઉણોદરી, કાયક્લેશ, રસત્યાગ, વૃતિ, સંક્ષેપ અને સંલીનતા એ બાહ્યતપ છે અને વિનય, વૈયાવચ, સ્વાધ્યાય, કાઉસગ્ગ, ધ્યાન ને પ્રાયશ્ચિત એ આભ્યંતર તપ છે.

## પ્રશ્ન પાઠ ૪ થો.

૧ તસ્સઉતરી કરણેણં, પાવાણં કમ્માણં એ શબ્દોનો અર્થ કરો.

૨ કાઉસગ, છીંકવડે, એ વગેરે, હોજો એ શબ્દના મૂળ શબ્દ કહો.
૩ આ પાઠના બે મુખ્ય ભાગ કયા ? તે શા વિષેના છે.
૪ કાઉસગ્ગ કરવાનો હેતુ ને વિધિ લખો.

અપ્પાણું વોસિરામિ મુખપાઠ બોલ્યા પછી ઇરિયાવહીના પાઠનો કાઉસગ્ગ કરવો ને નવકાર મંત્ર ગણી પારવો.

---

## અર્થ પાઠ ૫ મો.

લોકમાં ઉદ્યોત કરનાર, ધર્મતીર્થ સ્થાપનાર, જિન એવા ચોવીશ તીર્થંકરોની તેમજ બીજા કેવળી ભગવાનોની હું સ્તુતિ કરીશ. રૂષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન, સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, સુવિધિનાથ અથવા પુષ્પદંત, શિતળનાથ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત, નમિનાથ, નેમિનાથ; પાર્શ્વનાથ, અને વર્ધમાનસ્વામિ એ ચોવીશ તીર્થંકરને વંદના કરૂં છું.

## મૂળ પાઠ ૫ મો અને મુખ પાઠ ૭ મો.

લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મ તિથ્થયરે જિણે;
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧

ઉસભમજિયં ચ વંદે, સંભવમભિનંદણું ચ સુમઈ ચ
પઉમપ્પહં સુપાસં, જિણું ચ ચંદપ્પહં વંદે. ૨

સુવિહિં ચ પુપ્ફદંતં સીઅલ સીજ્જંસ વાસુપુજ્જં ચ
વિમલ મણુંત ચ જિણું ધમ્મં સંતિં ચ વંદામિ, ૩

કુંથું અરં ચ મલ્લિં વંદે મુણિ સુવ્વયં નમિજિણં ચ
વંદામિ રિટ્ઠનેમિ પાસં તહ વદ્ધમાણું ચ. ૪

### શબ્દાર્થ પાઠ ૭ મો.

लोगस्स લોકને. उज्जोअगरे ઉદ્યોત કરનારા.
धम्मतिथ्थयरे ધર્મરૂપી તીર્થના કરનાર. जिणे જિનોને.
अरिहंते અરિહંત ભગવાનોને कित्तइस्सं હું સ્તુતિ કરીશ.
चउवीसंपि ચોવીશ અને વળી केवली કેવલી ભગવાનોને.
उसभमजियं શ્રી ઋષભદેવ અને અજીતનાથને च અને.
वंदे હું વંદના કરૂં છું संभव मभिणंदणं च સંભવનાથ તથા અભિનંદનને
सुमई સુમતિનાથને पउमप्पहं પદ્મપ્રભુને सुपासं સુપાર્શ્વનાથને.
जिणं જિનને च વળી चंदप्पहं ચંદ્રપ્રભુને.
वंदे હું વંદના કરૂં છું सुविहिंपुप्फदंतं સુવિધિનાથ અથવા પુષ્પદંતને
सीअलसिज्जंसं શિતલનાથ તથા શ્રેયાંસને वासुपुज्जंच અને વાસુપૂજ્યને
विमलमणंतं च વિમલનાથ તથા અનંતનાથને जिणं જિનને.
धम्मंसांतिं च ધર્મનાથ તથા શાંતિનાથને वंदामि હું વંદના કરૂં છું.
कुंथुं अरंच કુંથુંનાથ તથા અરનાથને मल्लिं મલ્લિનાથને.
वंदे વંદના કરૂં છું.
मुणिसुव्वयं મુનિસુવ્રતને नमिजिणं च નમિનાથને.
वंदामि વંદના કરૂં છું. रिट्ठनेमि અરિષ્ટ નેમિનાથને.
पासं પાર્શ્વનાથને तह તથા वद्धमाणं च વર્દ્ધમાન (મહાવીરને)

---

### અર્થ પાઠ ૬ ઠ્ઠો.

એવી રીતે મેં સ્તુતિ કરેલા, કર્મરૂપી રજ મેલ વિ-

નાના અને જેણે જરા તથા મરણનો નાશ કર્યો છે એવા ચોવીશ અને વળી બીજા પણ જિનવરો અથવા તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ. જે આ લોકમાં સ્તવાયેલા, વંદાયેલા અને પૂજાયેલા ઉત્તમ સિદ્ધ ભગવાનો છે તે આરોગ્યતા, બોધિલાભ અને અતિ શ્રેષ્ઠ એવી સમાધિ આપો. ચંદ્રથી અતિ નિર્મળ, સૂર્યથી અતિ પ્રકાશના કરનારા અને સમુદ્ર જેવા ગંભીર સિદ્ધ ભગવાનો મને સિદ્ધિ આપો.

## મુળ પાઠ ૫ મો. મુખ પાઠ ૮ મો.

એવંમએ અભિથુઆ, વિહુયરયમલા પહીણ જરમરણા;
ચઉવીસંપિ જિણવરા, તિત્થયરામે પસીયંતુ—૫.
કિત્તિય વંદિય મહિયા જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા;
આરૂગ્ગ બોહિલાભં, સમાહિવર મુત્તમંદિંતુ -૬.
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા;
સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિંસતુ--૭.

## શબ્દાર્થ પાઠ ૮ મો.

**एवं** એ પ્રમાણે **मए** મેં **अभिथुआ** સ્તુતિ કરેલા.
**विहुयरयमला** રજ તથા મેલ વિનાના **पहीण** ક્ષય કરેલ છે.
**जरमरणा** જેણે જરાને મરણ એવા **चउवीसंपि** ચોવીશ અને બીજા પણ
**जिणवरा** જિનવરો **तित्थयरा** તીર્થંકરો **मे** મારા ઉપર.
**पसीयंतु** પ્રસન્ન થાઓ **कित्तिय** સ્તુતિ કરાયેલા--કીર્તિ કરાયેલા.
**वंदिय** વંદના કરાયેલા **महिया** પૂજાયેલા **जे** જે **ए** **लोगस्स** આ લોકમાં

**उत्तमा** ઉત્તમ **सिद्धा** સિદ્ધ ભગવાન **आरुग** આરોગ્યતા.
**बोहिलाभं** બોધિબીજનો લાભ.
**समाहिवरमुत्तमं** ઘણી ઉત્તમ સમાધિ **दिंतु** આપો.
**चंदेसु** ચંદ્રથી **निम्मलयरा** વિશેષ નિર્મળ **आइच्चेसु** સૂર્યથી.
**अहियं** અધિક **पयासयरा** પ્રકાશ કરનારા.
**सागरवरगंभीरा** સમુદ્રની પેઠે ગંભીર એવા.
**सिद्धा** સિદ્ધો **सिद्धि** સિદ્ધિ **मम** મને **दिसंतु** આપો.

## ભાવાર્થ પાઠ ૫ મો.

આ પાઠને ચોવીસંથો ( ચતુર્વિંશતિસ્તવ અથવા ચોવીશ તીર્થંકર ભગવાનની સ્તવનાનો પાઠ ) કહેવામાં આવે છે. આ કાળમાં ૨૪ તીર્થંકરો થયા. જૈન સૂત્રો તથા ગ્રંથોમાં એમનું વર્ણન આપવામાં આવ્યું છે. આ પાઠમાં ૧ લો અનુષ્ટુપ અને બાકીની આર્યાઓ છે. કવિતામાં ગાઇ શકાય એવા નવકાર પછી આ સ્તુતિનો બીજો પાઠ છે. જિન ભગવાન કેવા ઉત્તમ છે અને તેની પાસેથી આપણે શું માગીએ છીએ તે આ પાઠમાં તેમના ગુણગાન કરતાં બતાવવામાં આવ્યું છે.

## વિવેચન પાઠ ૫ મો.

અન્ય ધર્મમાં યોગ્ય શાસ્ત્રાદિ વિષયો છે તેથી તેઓ આપણને પૂછે છે કે જૈનોમાં યોગ જેવું કંઇ છે ખરૂં ? તેને આ લોગસના પાઠ ઉપરથી સારી રીતે ઉત્તર આપી શકાય તેમ છે કે અમારામાં સમાધિ--યોગની હકીકત છે જ. “ સમાહિવર મુત્તમંદિતુ ” એ પાઠ શું બતાવે છે. એ કહે છે કે અમને ઉત્તમોત્તમ સમાધિ આપો. એટલું ખરૂં કે જૈનમાં હઠયોગની વાતો કે તાંત્રિક રચના નથી અને તેવી

વાતની જરૂર પણ નથી. કારણ કે આપણો જૈન માર્ગ પોતેજ તેના વ્રત, નિયમ, ક્રિયા ઇત્યાદિથી સમાધિ માર્ગજ છે.

સમાધિ—આ સંસારમાં બધી જગાએ આધિ (મનનું દુઃખ) વ્યાધિ ( રોગ ) અને ઉપાધિ ( બહારથી આવી પડેલું દુઃખ ) એ ત્રણ વિટંબના લાગી રહીજ છે. એવી વિટંબના ( જંજાળ-દુખ) થી વિરક્ત બની સમતાભાવે રહેવું તેનું નામ સમાધિ છે.

આત્માની સ્વાનુભવરૂપ સ્થિતિ વિચારી તે સ્થિતિ પ્રાપ્ત કરવાને જે લક્ષણો આપણામાં હોવાં જોઇએ અને જે વર્ત્તન આચરવું જોઇએ તેનું આચરણ; એમ એ લક્ષણ અને આચરણ તે સમાધિ છે. સામાયિક પ્રતિક્રમણાદિ ક્રિયાઓ સમાધિ છે. એ ક્રિયાઓ સમજણ અને ભાવથી થવી જોઇએ એ ખાસ યાદ રાખવા જેવું છે. સમભાવ એ પણ સમાધિજ છે.

લોક એટલે ચૌદરાજલોક. ચૌદરાજલોકનું સ્વરૂપ બે પગ પહોળા કરી કેડ ઉપર હાથ દઇ ઉભેલા માણુસના જેવું છે એમ સામાન્યાકારે કહેવામાં આવ્યું છે. કર્મને લીધેજ આ સંસારમાં જન્મ જરા ને મરણનાં દુખો ભોગવવાં પડે છે. કર્મ એજ પુનર્જન્મનું કારણ છે માટે કર્મરૂપી રજ મેલને ટાલવાનો પ્રયાસ કરવાને આ પાઠથી સુચના મળે છે. નઠારાં, પાપકારી, અનીતિનાં કૃત્યોથી કર્મનો થોક વધ્યે જાય છે ને દયા, અનુકંપા, પરોપકાર, નીતિ, દાન, શિયળ, તપ ભાવનાથી એ કર્મોનો ધીમે ધીમે નાશ થતો જાય છે અથવા તો સારાં કર્મની વૃદ્ધિ થાય છે. તીર્થંકરદેવની પ્રસન્નતા માગવાનું કારણ એ છે કે એમ તેમનાં સ્મરણ ચિંતવનથી તેમના ગુણોમાંના

કોઈ પણ ગુણો કોઇ પણ અંશે ગ્રહણ કરવાની આપણને ટેવ પડે. રોજ તેમનું સ્મરણ ચિંતવન કરીએ અને પાછા અનીતિનાં જ આચરણો આચરીએ તો તેમનાં સ્મરણનો આપણને શું ગુણ થશે ?

જ્ઞાન પાંચ પ્રકારના છે તેમાં સૌથી ઉંચું અનંત જ્ઞાન તે કેવળ જ્ઞાન છે. રાગદ્વેષાદિ સર્વે અંતરંગ શત્રુને જીતી લેનારા જીન કહેવાય છે.

## પ્રશ્ન પાઠ ૫ મો.

૧ ઉજ્જોયગરે, કીત્તિઇસ્સં, કેવળી, વંદે, જિણં, સમાહિ, અહિય એના અર્થ કરો.

૨ પદ્મપ્રભુ, પ્રકાશ કરનારા, ચંદ્રથી વિશેષ નિર્મળ એ શબ્દોના મૂળ શબ્દો કહો.

૩ ચઉવીસંથો એટલે શું ?

૪ કયા રાગથી આ પાઠ ગાઇ બતાવશો.

૫ સમાધિ એટલે શું તે વિસ્તારથી સમજાવો.

---

## અર્થ પાઠ ૭ મો.

સામાયકમાં દ્રવ્યથી ( પહેરવાનાં લુગડાં, પાથરણું, નોકારવાળી એ ધારી લીધેલાં દ્રવ્યની મોકળ ) ક્ષેત્ર થકી માં અપાસરા જેવા સ્થાનનો અમુક ભાગ ખપે. બાકી આખા લોકની બંધી, કાળથકી અંતર મુહુર્તથી બે ઘડી કે ચાર ઘડીને આશરે સામાયિક નીપજે ત્યાં સુધી, ભાવથકી એટલે શક્તિ અનુસાર રાગદ્વેષ વિના છકોટીએ એ પ્રમાણ સામા-

યિક વ્રત સંબંધી પાપકારી યોગની બંધી કરૂં છું. જ્યાં સુધી હું આ નિયમમાં ઉપાસના કરૂં ત્યાં સુધી હે ભગવાન મન વચન કાયાએ કરી પાપ કરૂં નહિ ને કરાવું નહિ. હે ભગવાન હું તે પાપથી નિવર્તુ છું, તેને નિંદુ છું, તેને વધારે ધિક્કારૂં છું અને મારા આત્માને વોસરાવું છું.

મૂળપાઠ ૬ ઠા. મુખ પાઠ ૯ મો.

ગુરૂ અથવા સીમંધરસ્વામિની આજ્ઞા માગીને દ્રવ્યથકી સાવજ્જજોગ સેવવાનાં પચખાણ ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે કાળથકી બે ઘડીને આશરે ભાવથકી છકોટીયે પચખાણ કરૂં છું.

કરેમિ ભંતે સામાઇયં સાવજ્જં જોગં પચ્ચખામિ; જાવ નિયમ પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં નકરેમિ નકારવેમિ; મણસા, વયસા, કાયસા તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

શબ્દાર્થ પાઠ ૯ મો.

**द्रव्यथी सावज्जजोगनां पच्चखाण क्षेत्रथी आखा लोक प्रमाणे कालथी बे घडीने आशरे भावथी छकोटीए पच्चखाण** (બંધિ) **करेमि** કરૂંછું, **भंते** હે ભગવાન ! **सामाइयं** સામાયિક વ્રત **सावज्जं** પાપકારી **जोगं** જોગની **पच्चखामि** બંધી કરૂં છું, **जाव** જ્યાં સુધી **नियमं** નિયમમાં **पज्जुवासामि** ઉપાસના—સેવા ભક્તિ કરૂંછું **दुविहं** બે પ્રકારે **तिविहेणं** ત્રણ પ્રકારે **नकरेमि** ન કરૂં **नकारवेमि** કરાવું નહિ **मणसा** મનવડે **वयसा** વચનવડે **कायसा** કાયાવડે **तस्स** તેથી **भंते** હે ભગવાન **पडिक्कमामि** નિવર્તુંછું-પાછો હઠુંછું. **निंदामि** નિંદું છું.

**ગરિહામિ** વિશેષ નિંદુ છું **અપ્પાણં** આત્માને **વોસિરામિ** હું વોસરાવું છું. તજું છું.

### ભાવાર્થ પાઠ ૬ ઠ્ઠો.

સઘળા પાપકારી જોગોનો ત્યાગ કર્યા વિના સામાયિક થાય નહિ. મન ક્યાંય ફરતું હોય, આંખો, હાથ, કાન સર્વે સાંસારિક વ્યાપારમાં કે ગમે તેવા ભુંડી બાબતોમાં રોકાયાં હોય તો સામાયિક કર્યું શી રીતે કહેવાય ?

આ પાઠ તેમજ નમોથ્થુણંનો પાઠ પ્રતિક્રમણમાં પણ આવે છે તેથી તેમનું વિશેષ વિવેચન અહીં કર્યું નથી. પ્રતિક્રમણમાં તેનું વિવેચન આમા અપાયેલા બીજા પાઠોની પેઠે સવિસ્તર કરવામાં આવશે.

---

### અર્થ પાઠ ૮ મો.

આદિના કરનારા, ધર્મતીર્થના પ્રવર્તાવનારા, પોતાની મેળે તત્વના જાણનારા, પુરૂષોમાં ઉત્તમ, સિંહસમાન, પ્રધાન કમળ સમાન, ગંધહસ્તિ સમાન, લોકમાં ઉત્તમ, લોકના નાથ, હિતકારી, દીપક સમાન, ઉદ્યોત કરનારા, જ્ઞાન ચક્ષુના દેનારા, મોક્ષમાર્ગને દેનારા, શરણ આપનારા, બોધિબીજને દેનારા એવા અરિહંત ભગવાનોને નમસ્કાર હો.

ધર્મના દેનાર, ધર્મનો ઉપદેશ કરનાર, ધર્મના નાયક, ધર્મરથના સારથિ, ચારગતિના અંતક, ધર્મચક્રના ધારક, બેટ સમાન, રક્ષણ કરનાર, ચારગતિમાં પડતા જીવને શરણ આધારરૂપ કોઇથી હણાય નહિ એવા પ્રધાન જ્ઞાન દર્શનને

ધારણ કરનાર, જેની છદ્‌મસ્થ દશા જતી રહી છે, જે કર્મને જિતનારા અને બીજાને જીતાડનારા છે, પોતે સંસારથી તર્યા અને બીજાને તારનારા છે. જેણે તત્વને જાણ્યાં છે અને બીજાને તેનો બોધ આપનારા છે, જે પોતે કર્મથી મુકાયા છે ને બીજાને મુકાવનારા છે, જે સર્વજ્ઞ, સર્વદર્શી ઉપદ્રવ રહિત, નિર્મળ, નિરોગી, અનંત, અક્ષય, બાધા રહિત છે, જ્યાંથી ફરી અવતરવાનું નથી એવા સિદ્ધગતિ નામના સ્થાનોને પામેલા જિનેશ્વરોને નમસ્કાર હો.

મૂળ પાઠ ૭ મો. મુખ પાઠ ૧૦ મો.

નમુથ્થુણં, અરિહંતાણં ભગવંતાણં, આઇગરાણં, તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં.

પુરિસોત્તમાણં, પુરિસસિહાણં પુરિસવરપુંડરિઆણં, પુરિસવર-ગંધહથ્થીણં.

લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઇવાણં, લોગ-પજ્જોયગરાણં.

અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, જીવદ-યાણં બોહિદયાણં.

ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણં.

મૂળ પાઠ ૭ મો મુખ પાઠ ૧૧ મો.

દીવોતાણં, સરણ ગઈપઇટા, અપડિહયવરનાણં, દંસણધરાણં, વિયટ્ટછઉમાણં.

જિણાણં, જાવયાણં, તિન્નાણં, તારયાણં, બુદ્ધાણં, બોહિયાણં, મુત્તાણં, મોઅગાણં.

સવન્નુણં, સવ્વદરિસિણં, સિવ, મયલ, મરૂઅ, મણંત, મખ્ખય, મવ્વાબાહ, મપુણરાવત્તી, સિદ્ધિગઈનામધેયં, ઠાણં, સંપત્તાણં, નમોજિણાણં.

## શબ્દાર્થ પાઠ ૧૦ મો.

नमुथ्थुणं નમસ્કારહો. अरिहंताणं भगवंताणं અરિહંત ભગવંતોને. आइगराणं દ્વાદશાંગીની આદિના કરનાર तिथ्थयराणं ધર્મતીર્થના સ્થાપનાર. सयं પોતાની મેળે. संबुद्धाणं તત્વના જાણ. पुरिसुत्तमाणं પુરૂષોમાં ઉત્તમ. पुरिससिंहाणं પુરૂષોમાં સિંહ સમાન, पुरिसवर પુરૂષોમાં પ્રધાન. पुंडरीआणं કમળ સમાન पुरिसवर પુરૂષોમાં પ્રધાન गंधहथ्थीणं ગંધ હસ્તી સમાન लोगुत्तमाणं લોકમાં ઉત્તમ. लोगनाहाणं લોકના નાથ. लोगहिआणं લોકના હિતકારી. लोगपईवाणं લોકમાં દીવા સમાન. लोगपज्जोअगराणं લોકમાં ઉદ્યોતના કરનારા. अभयदयाणं અભયદાન દેનારા. चख्खुदयाणं અંતર્ચક્ષુના ઉઘાડનાર. मग्गदयाणं મોક્ષ માર્ગને આપનાર. सरणदयाणं શરણના દેનાર. बोहिदयाणं બોધિ બીજને આપનારા. धम्मदयाणं ધર્મના દેનાર धम्मदेसियाणं ધર્મનો ઉપદેશ કરનાર धम्मनायगाणं ધર્મના નાયક धम्मसारहिणं ધર્મના સારથિ धम्मवर ધર્મ પ્રધાન चाउरंत ચાર ગતિનો અંત કરનાર चक्कवट्टीणं ચક્રવર્તી સમાન दीवोताणं દીપની પેઠે રક્ષક सरणगइपइठा ચારગતિમાં પડતાને શરણ આધાર આપનાર अप्पडिहय वरनाणं કોઇથી હણાય નહિ એવા પ્રધાન જ્ઞાન તથા दंसण धराणं દર્શનના ધરનાર विअट्ट નિવર્ત્યા છે. छउमाणं છદ્માવસ્થામાંથી जिणाणं કર્મોને જિતનાર जावयाणं

બીજાને કર્મોથી છોડાવનાર **तिन्नाणं** સંસાર સમુદ્રથી તરનાર **तारयाणं** બીજાને તારનાર **बुद्धाणं** તત્વને જાણનાર **बोहयाणं** જણાવનાર **मुत्ताणं** કર્મથી મૂકાય **मोअगाणं** બીજાને કર્મથી મુકાવનાર **सव्वनूणं** સર્વજ્ઞ **सव्वदरिसणं** સર્વ દર્શી **सिव** ઉપદ્રવરહિત **मयल** અચલ **मरुअ** રોગરહિત **मणंत** અનંત **मख्खय** અક્ષય **मव्वाबाह** બાધારહિત. **मपुणरावित्ती** જ્યાંથી ફરી અવતરવું નથી તેવું **सिद्धिगइनामधेयं** સિદ્ધગતિ એવા નામ વાળું **ठाणं** સ્થાન **संपत्ताणं** પામેલાં એવાને **नमो** નમસ્કાર છે. **जिणाणं** જિન ભગવાનોને.

## મુળ પાઠ ૮ મો. મુખ પાઠ ૧૨ મો.

દ્રવ્યથકી સામાયિક કર્યું હતું. ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે કાળથકી બે ઘડીને આશરે ભાવથકી છ કોટીએ પચખાણ કર્યાં હતાં તે પૂરા થયાં પાળું છું એવા નવમા સામાયિક વ્રતના.

**पंचअइयारा**, જાણિયવ્વા, નસમારિયવ્વા, તંજહાતે આલોઉં-મણ દુપ્પણિહાણે, વયદુપ્પણિહાણે, કાયદુપ્પણિહાણે સામાઇયસ્સયસઇ અકરણયાએ, સામાઇયસ્સ અણવટ્ઠિયસ્સ કરણયાએ તસ્સમિચ્છામિદુક્કડં.

**पंचअइयारा** પાંચ અતિચાર. **जाणियव्वा** જાણવાજોગ. **नसमारियव्वा** પણ આચરવા જોગ નહિ. **तंजहातेआलोउं** તે આ પ્રમાણે આલોઉં છું **मणदुप्पणिहाणे** મન માઠું વર્ત્યું હોય. **वयदुप्पणिहाणे** કાયા માઠી વર્તી હોય. **सामाइयस्ससई अकरणयाए** સામાયિકને બરાબર કર્યું કે નહિ તેની ખબર રહી ન હોય. **सामाइयस्सअणवट्टिपस्सकरणयाए** સામાયિકને પૂરું થવા વિના પાલ્યું હોય. **तस्समिच्छामिदुक्कडं** તે ખોટું કીધેલું નિષ્ફળ થાઓ.

સામાયિકમાં દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીસ દોષ માંહેના કોઈ દોષ લાગ્યા હોય તો તે તસ્સમિચ્છામિ દુક્કડં.

સામાયિકમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા ચાર માંહેની કોઇ સંજ્ઞા કરી હોય તો તે તસ્સમિચ્છામિદુક્કડં.

સામાયિકમાં સ્ત્રીકથા ભત્તકથા, દેશકથાને રાજકથા એ ચાર કથા માંહલી કોઈ કથા કરી હોય તો મિચ્છામિદુક્કડં.

**सामायिकसमकायेणं** સામાયિક બરાબર કાયાયે **फासियं** સ્પર્શ્યું ( આચર્યું ) **पालियं** પાળ્યું **सोहियं** શુદ્ધ કર્યું **तिरियं** પાર ઉતાર્યું **कित्तियं** કીર્ત્તન કર્યું હોય **आराहियं** આરાધન કર્યું હોય. **आणाएअणुपालीता भवइ** આજ્ઞા મુજબ સારી રીતે આચર્યું ન હોય તો **तस्समिच्छामिदुक्कडं** તેનું પાપ મને નિષ્ફળ ( હોજો. )

સામાયક વિધિએ લીધું વિધિએ પાળ્યું તેમ થયું ન હોય તો તસ્સમિચ્છામિ દુક્કડં.

સામાયકમાં, અતિક્રમ, વ્યતિક્રમ, અતીચાર અણાચાર જાણતાં અજાણતાં મન, વચન, કાયાએ કરી જે દોષ થયો હોય તો મિચ્છામિ દુક્કડં.

સામાયકમાં, કાનો, માત્રા, મીંડું, પદ, અક્ષર, ઓછું અધિકું વિપરીત ભણાણું હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતની શાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

સામાયક બાંધ્યા પછી તરત બે નમોથ્થુણં ડાબો ઢીંચણ ઉભો કરી જોડેલા બે હાથને ઢીંચણ ઉપર મૂકીને કહેવા.

બીજા નમોથ્થુણંમાં અરીહંત દેવને વંદણા હોવાથી સંપાવિઓ કામસ્સ એ પદ સંપતાણં બદલે બોલવું બાકી બધું તેમનું તેમ.

**સંપૂર્ણ.**

# જાહેર ખબર.



પ્રતિક્રમણ સૂત્ર, જૈનધર્મ નિરૂપણ, સુલભ સમાધિ, જૈન ધર્મદર્શન: દરેક પુસ્તકની કિંમત ચાર આના.

પોપટલાલ કેવળચંદ શાહ-રાજકોટ

# શુદ્ધિપત્રક.

| | | | |
|---|---|---|---|
| ૨ | ઠેકાણુમાં | ચિઝીક | ચિઝીક |
| ૪ | પહેલાપેરાની પહેલી લીટી | સત્ય | સત્વ |
| ૫ | ૨ | જેમ | ૦ |
| ૫ | ફુટનોટ | fail | foil |
| ૭ | ૪ | સમાકૃતિ | સમાકૃતિવાન |
| ૭ | ૧૭ | મહા મા | મહાત્મા |
| ૭ | ૧૭ | મ ન | મત |
| ૮ | ૮ | વાચક | વાંચક |
| ૮ | ૧૧ | પરમ ત્માપદ | પરમાત્માપદ |
| ૮ | ૧૨ | અ ો | અને |
| ૮ | ફુટનોટ | Will | With Will |
| ૯ | ૧૧ | અ ો | અને |
| ૯ | ૧૬ | ઉદાહરણ | ઉદાહરણો |
| ૮ | ટીકાની ત્રીજી લીટી | આ પાંચે | આ છેલ્લાં પાંચે |
| ૧૦ | ૩ | ચિતારો | ચિતારા |
| ૧૦ | ૧૭ | તેના | તેની |
| ૧૧ | ૪ | આત્માથી બીજું | આત્માથી આ છએ દ્રવ્યોમાં બીજું |
| ૧૨ | ૨ | પ્રતિનિધિ | પ્રતિનિધ |
| ૧૪ | ૪ | માયાબાળને | માયા મનોબળને |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ૧૦ | ચલાવું છું | હું ચલાતું છું |
| ૧૫ | ૨ | કહેલ | કહેલ |
| ૧૭ | ૨૨ | શાંત | શાંતિ |
| ૧૮ | ૨ | ચલાતાં | ચાલતાં |
| ૧૮ | ૪ | અપાયતો અવગમ | અપાયનો અપગમ |
| ૧૯ | ૩ | શુભ | પૂર્વનાં શુભ |
| ૧૯ | ૧૮ | aura | aurra |
| ૨૦ | ૧૮ | પ્રભુના | પ્રભુની |
| ૨૦ | છેલ્લી | વિષયશ્લાઘા | ત્રિશષ્ટિશલાકા |
| ૨૨ | ૮ | એમ | એવા |
| ૨૨ | ૧૦ | જેમ | જેવા |
| ૨૨ | ૧૧ | તેમ | તેવા |
| ૨૩ | ૬ | પ્રતિમામાં | પ્રતિભામાં |
| ૨૩ | ૭ | જે | જેવી |
| ૨૩ | ૮ | તેમ | તેવા |
| ૨૩ | ટીકાની ૪ થી લીટીનો છેલ્લો | | मा तु रुद्राहः एव सः |
| ૨૩ | ૧૧ | ગર્ભમાં | ગર્ભમાં |
| ૨૮ | ૯ | પ્રકા | પ્રકાર |
| ૨૮ | ૧૧ | ક્રિયાઓ | ક્રિયાઓ |
| ૨૯ | ૪ | ત | તે |
| ૨૯ | ટીકા ૨ | केन | के न |
| ૩૦ | ૫ | બજાવ | બજાવે |

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૧૦ | રીત | રીતે |
| ૩૦ | ૧૧ | શ્રા | શ્રી |
| ૩૦ | ૧૫ | હું | મારા |
| ૩૦ | ૧૭ | આતધ્યાન | આર્તધ્યાન |
| ૩૧ | ૧ | ન્મન | નમન |
| ૩૧ | ૨ | મહાલશાન | મહાલશાને |
| ૩૧ | ૧૨ | કાળજ્ઞાત | કામજ્ઞાન |
| ૩૧ | ૧૨ | મોક્ષજ્ઞાત | મોક્ષજ્ઞાન |
| ૩૧ | ૧૯ | સ્વભ્રામ | સ્વભૂમિ |



# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર ગૃહસ્થોના મુબારક નામ.

## મુંબાઇ.

| | |
|---|---|
| ૧૫૧ રા. રા. પરશોતમ તલકચંદ રેશમી કાપડવાળા | ૫૧ રા. રા. હરકીસનદાસ રામજી માધવજી પોરબંદરવાળા. |
| ૨૫ ,, ,, સુખલાલ મોનજી મોરબીવાળા | ૨૫ ,, ,, કેશવલાલ સખીદાસ રાજકોટવાળા |
| ૨૫ ,, ,, પ્રેમચંદ નંદલાલ રાજકોટવાળા | ૨૫ ,, ,, કમળશી ભાઇચંદ ,, |
| ૨૫ ,, ,, ચત્રભુજ સોમજી ગોંડળવાળા | ૨૫ ,, ,, વાડીલાલ જીવરાજ મુળીવાળા. |
| ૨૫ ,, ,, છગનલાલ કેશવજી કાનીચાડવાળા | ૨૫ ,, ,, નાગરદાસ વિઠ્ઠલ બોટાદવાળા. |
| ૨૫ ,, ,, જટાશંકર સૌભાગ્યચંદ જામકંડોરણાવાળા | ૨૫ ,, ,, ભાઈ કિરચંદ સુંદરજી સરધારવાળા |
| ૨૧ ,, ,, કેશવજી મકનજી ગોંડળવાળા | ૨૧ ,, ,, અભેચંદ ગોપાળજી રાજકોટવાળા |
| ૨૧ ,, ,, તારાચંદ હરખચંદ શેઠ તોરીવાળા | ૧૫ ,, ,, લખમીચંદ પદમસી પોપટવાડી |
| ૧૫ ,, ,, ગુલાબચંદ મોતીચંદ બગસરાવાળા | ૧૫ ,, ,, પોપટલાલ લખમીચંદચોટીલાવાળા |
| ૧૫ ,, ,, સુંદરજી મૂળજી ,, | ૧૧ ,, ,, ગોકુળદાસ પ્રેમજી માંગરોળવાળા. |

૧૧ ,, ,, તલકસી ધનજી કચ્છ–મુંદ્રાવાળા
૧૫ ,, ,, કાનજી લખમીચંદ બીલખાવાળા
૧૧ ,, ,, સુંદરજી દેવચંદ પોરબંદરવાળા
૧૧ ,, ,, જીવણલાલ રાજપાળની કુમ્પની
૧૧ ,, ,, પરશોતમ મકનજી ગોંડળવાળા
૧૧ ,, ,, કપુરચંદ અભેચંદ ,,
૭ ,, ,, ત્રંબકલાલ કસ્તુર લીંબડીવાળા

૫ ,, ,, ડુંગરશી ઉજમશી બોટાદવાળા
૫ ,, ,, ભાઇચંદ કચરા સુદામડાવાળા
૫ ,, ,, તુલસીદાસ પાનાચંદ મોણપરીવાળા
૫ ,, ,, ભાઇચંદ વણારસી બોટાદવાળા
૫ ,, ,, મગનલાલ પાનાચંદ જેતપુરવાળા
૫ ,, ,, હીરાચંદ હરખચંદ ગોંડળવાળા
૫ ,, ,, મુળચંદ ત્રીકમજી માંગરોળવાળા
૫ ,, ,, જીવરાજ દેવચંદ જેતપુરવાળા
૫ ,, ,, લીલાધર મોતીચંદ ધોરાજીવાળા
૫ ,, ,, મોહનલાલ નરભેરામ રાજકોટવાળા

૧૧ ,, ,, નરભેરામ વનેચંદ મોરબીવાળા.
૧૧ ,, ,, દેવચંદ રાજપાળ પીપળીઆવાળા,
૧૧ ,, ,, લધુ પોપટ બોટાદવાળા.
૧૧ ,, ,, તુલસીદાસ ડોસા મરમટવાળા
૧૧ ,, ,, વેલાભાઇ શેશકરણ રાજકોટવાળા.
૭ ,, ,, અમૃતલાલ મોતીચંદ દામનગરવાળા
૫ ,, ,, નગીનદાસ એન્ડ માણેકલાલ
પબ્લીક ઓડીટર્સ.

૫ ,, ,, મોહનલાલ દુર્લભજી રાજકોટવાળા
૫ ,, ,, મોહનલાલ જસરાજ બોટાદવાળા
૫ ,, ,, ભગવાનજીપરશોતમસમઢીઆળાવાળા
૫ ,, ,, નારણજી ડાયાભાઇ ઉપલેટાવાળા
૫ ,, ,, ચુનીલાલ દેવચંદ મોરબીવાળા
૫ ,, ,, માણેકલાલ હેમચંદ જેતપુરવાળા.
૫ ,, ,, ભગવાનલાલ મોતીચંદ રસનાળવાળા
૫ ,, ,, સોભાગ્યચંદ ચત્રભુજ ગોંડળવાળા
૫ ,, ,, કશળચંદ મોરારજી થાનગઢવાળા
૫ ,, ,, મોનજી પરશોતમ બગસરાવાળા

| | |
|---|---|
| ૫ ,, ,, દોલતરામ ડુંગરશી રાજકોટવાળા | ,, ,, વસનજી મેઘજી સાવરીયા |
| ૫ રા. રા. હરિદાસ પરશોતમ માંગરોળવાળા | ૫ રા. રા. અમૃતલાલ નાગરદાસ લખતરવાળા |
| ૫ ,, ,, ભાણજી કપુરચંદ ખાખી જાળીયાવાળા | ૫ ,, ,, સાકરચંદ જેચંદ ભીમાણી દેવળીયા |
| ૫ ,, ,, પુરૂષોત્તમ ઓધા સરધારવાળા | ૫ ,, ,, બાપુ આનંદ |
| ૫ ,, ,, શીવલાલ માધવજી દેરાલાવાળા | ૫ ,, ,, મેઘજીભાઇ થોભણ વોલેસ બોર્ડીંગ |
| ૫ ,, ,, વનમાળીદાસ ગુલાબચંદ ધાંધલપુરવાળા | ૫ ,, ,, મુલજી દેવચંદ હલેંડાવાળા |
| ૫ ,, ,, લીલાધર રૂગનાથ સુલતાનપુરવાળા | ૫ બાઇ ઝમકુબાઇ પોરબંદર. |
| ૫ ,, ,, હીરાચંદ ડોસા મરમઠવાળા | ૫ રા. રા. દેવજી લખમીચંદ રાજકોટવાળા. |
| ૫ ,, ,, પોપટલાલ હંસરાજ મોલડીવાળા | ૫ ,, ,, ભગવાનજી કાળીદાસ ધોરાજીવાળા |
| ૫ ,, ,, દુર્લભજી લખમીચંદ વીંછીયાવાળા. | |

## સરધાર

| | |
|---|---|
| ૧૫૧ શેઠ મુળચંદ કરશનજીભાઇ શાહ | ૨૫ ભાઇ શામળજી ગોરધનદાસ દોશી |
| ૨૫ રા. રા. વ્રજલાલ પાનાચંદ કોઠારી | ૬ ,, ચુનીલાલ ધારશીભાઇ શાહ |
| ૮ ,, ,, જટાશંકર તુલશી વોરા | ૫ ,, ડુંગરશી હરખચંદભાઇ શાહ |
| ૫ ,, ,, મોહનલાલ હરખચંદ વોરા. | |

## રાજકોટ.

| | |
|---|---|
| ૨૫ ભાઇ છગનલાલ પુરૂષોત્તમ દોશી | ૨૧ રા. રા. મગનલાલ માવજી કોઠારી |

૧૫ રા. રા. મોતીચંદ વખતચંદ પરમાર પ્રેસ ૧૧ ,, ,, નારણજી નાગજી મોદી

## ગોંડળ.

૨૫ રા. રા. ગોવનજી પોપટ પારેખ ૧૨ રા. રા. માણેકચંદ ગોકળ કોઠારી મારફત

૧૧ ,, ,, પાનાચંદ નારણજી મોદી ૫ ,, ,, મણીલાલ ધારશી કોઠારી

## ભાવનગર.

૧૧ મુનિ મહારાજ શ્રી ઉમેદચંદ્રજી સ્થાનક, જૈન લાયબ્રેરી ૧૧ રા. રા. મુલચંદ જાદવજી ભરવાડા આસી. વસુલાતી અધીકારી.

૫ રા. રા. દુલભદાસ પરશોતમદાસ ગાંધી ૫ ,, ,, જીવરાજ ગોરધનદાસ બાયાણી

૫ ,, ,, રામજીભાઇ પાનાચંદ શાહ

## બોટાદ

૧૧ રા. રા. માંધવજી સુખલાલભાઇ ગાંધી ૧૧ શ્રી બોટાદ સ્થા૦ જૈનશાળા

## મોટી પાનેલી

૧૧ રા. રા. હરીશંકર નંદલાલ કામદાર

## જેતપુર

૫ રા. રા. ભાઇચંદ અમરશી ગાંધી

## લીંબડી

૧૧ રા, રા. હંસરાજ ગોવનજી મોદી.

## અમદાવાદ

૫ રા. રા. મણીલાલ હેમચંદ જેચંદ

૫ ,, ,, છોટાલાલ વાડીલાલ

**ધોરાજી**

૫ રા. રા. કાળીદાસ મોતીચંદ વજપાળ વકીલ

**રંગુન**

૫ રા. રા. કેશવજી કાળીદાસ રાજકોટવાળા

**વવાણીયા**

૫ રા. રા. રા. મનસુખલાલ રવજીભાઈ ઝવેરી

**વાંકાનેર**

૫ રા. રા. વનેચંદ દેવજી શેઠ

**ઢોલરા**

૫ રા. રા. નભેરામ સાકરચંદ કામદાર

**મુલમીન**

૫ રા. રા. પાનાચંદ કાળીદાસ રાજકોટવાળા

**જુનાગઢ**

૫ રા. રા. મોહનલાલ જેઠાભાઇ હેમચંદ ધોરાજીવાળા

**કુવાડવા**

૫ રા. રા. પ્રાણજીવન મોરારજી શાહ સ્કુલ માસ્તર

**મીંગઇ—માંડલે.**

૨૫ જગન્નાથ લખમીચંદ ગાંધી સરધારવાળા.

Total 1436

અમદાવાદ—ભારતબંધુ પ્રિં૦ વર્કસ પ્રેસમાં
શા. વાડીલાલ મોતીલાલે છાપ્યું.